श्रीशंकर

# शुक्लयजुर्वेदीयरुद्राष्टाध्यायी ।

શુકલ યજુર્વેદની અષ્ટાધ્યાયી રુદ્રીનું મૂળ
સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



શાસ્ત્રી નાથજી વિ. મોહનજી વ્યાસ. બી. એ.

કિંમત આઠ આના.



# शुक्लयजुर्वेदीयरुद्राष्टाध्यायी ।

( શુકલ યજુર્વેદની અષ્ટાધ્યાયી રુદ્રીનું મૂળ
સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર. )


કર્તા,

**શાસ્ત્રી નાથજી વિ. મોહનજી વ્યાસ. બી. એ.,**

પૂર્વે " પી. ઈ. સંસ્કૃત કલાસ " ના માલેક તથા અધ્યાપક; હાલ "એસ્પ્લેનેડ હાઇસ્કૂલ"ના સીનીઅર સંસ્કૃત શિક્ષક તથા ધર્મોપદેશક, " કોટ સંસ્કૃત શાળા " ના શાસ્ત્રી તથા " ન્યુ હાઇસ્કૂલના" મેટ્રીક–ગુજરાતી શિક્ષક, મુંબઈ.



આવૃત્તિ પહેલી.

**મુંબઈ,**

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૬૨. સન ૧૯૦૬.

સોલ એજન્ટસઃ—મે. શંકરલાલ. એન. વ્યાસની કં૦

**નં. ૩૫૬. કોટ બજારગેટ, મુંબઈ.**




**કિંમત આઠ આના.**

# અર્પણપત્રિકા.

## રા. રા. નર્મદાશંકર હરજીવન જોશી.

આપ વેપારના કામકાજની
અનેક જંજાળમાં ગુંથાયલા હોવા છતાં
સનાતન વેદના પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર
થવાની અત્યંત ઉત્કંઠા રાખી ઉત્તેજન આપો
છો તેથી, તથા આપની મારા પ્રત્યેની
અખૂટ પ્રીતિનું સ્મરણ રાખવા સારૂ
આ લઘુ પુસ્તક હું આપને
અર્પણ કરૂંછું.

લા. આપનો પરમસ્નેહી,

**શાસ્ત્રી નાથજી વિ. મોહનજી.**

## મુંબઇના માનવંત તથા પ્રસિદ્ધ શાસ્ત્રીઓના અભિપ્રાયો નીચે પ્રમાણે છે;—

મુંબઇ, તા. ૨૭–૧–૦૬.

**શાસ્ત્રી નાથજી વિ. મોહનજી,**

વિશેષ વિદિત કરવાનું જે અમે "શુક્લયજુર્વેદીય અષ્ટાધ્યાયી રૂદ્રીનું" મૂળસહિત ભાષાન્તર તમોએ કર્યું છે, તે તપાસ્યું છે. સમગ્રરીતે જોતાં તે ઉત્તમ કાર્ય થયું છે. જેઓ અર્થરહિત પાઠ કરતા હતા, તેમને આ પુસ્તકથી જે તમે સારો લાભ આપ્યો છે, તે ઘણું સ્તુતિપાત્ર કાર્ય છે, તથા તેમને એ ઘણું ઉપયોગી થઈ પડશે એવી અમારી ખાત્રી છે.

(સહી) શાસ્ત્રી. **રણછોડજી ઓધવજી.**

"વૈયાકરણ કેસરી."

તથા ( સહી ) **શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.**

ગુજરાતી પ્રેસના શાસ્ત્રી.

**શાસ્ત્રી નાથજી વિ. મોહનજી,**

તમારા **રુદ્રાધ્યાયના** પુસ્તકનું **સમૂલ ભાષાન્તર** જોતાં જણાય છે કે, તે ઘણું ઉપયોગી પુસ્તક છે. ગુજરાતી ભાષામાં તેની પહેલ કરવાની જરૂર હતી. વળી દ્વિજોને–તેમાં વિશેષે કરીને બ્રાહ્મણોને તેનો અર્થસહિત પાઠ કરવામાં ઘણો લાભ થશે; મને આશા છે કે તમારો પરિશ્રમ સફળ થશે. એજ

(સહી) **જીવરામ જયશંકર શાસ્ત્રી.**

# પ્રસ્તાવના.

સામ્પ્રત કાળમાં દિન પ્રતિદિન અનેક પુસ્તકોની ગુજરાતી ભાષામાં વૃદ્ધિ થતી જાય છે, અને ભવિષ્યમાં એથી પણ વિશેષ થશે એમ માનવું અશકય નથી, કારણ કે પાશ્ચિમાત્ય સાધનોએ આવા કામને ઘણું ઉત્તેજન આપેલું છે. પુસ્તકો વૃદ્ધિ પામે છે એ વાત તો ખરી, પરન્તુ તે પુસ્તકો જો નવીનતા બતાવનારાં હોય તો લોકોને લાભકારક થઈ પડે; આવા હેતુથીજ આ પુસ્તક રચવામાં આવ્યું છે.

સામાન્ય રીતે સૌ જાણે છે કે આર્યોના ધર્મની ઉત્પત્તિ વેદમાંથી છે, કારણ કે શાસ્ત્રકારો વેદોડખિલો ધર્મમૂલમ્ એટલે સમગ્ર વેદ ધર્મનું મૂળ છે, એમ કહી ગયા છે. વેદની મહત્તા અને માન્યતાનો ખરો સમય તો ગયો; હાલ તો સામાન્ય લક્ષ પણ આપવામાં આવતું નથી. ભણવા ભણાવવાની વાત મંદ પડી ગઈ છે અને ભવિષ્યમાં શી અવસ્થા થશે તેની કલ્પના કરવી પણ કઠણ છે. દેશકાળ એટલો બધો બદલાઈ ગયો છે કે પાશ્ચિમાત્યોની કેળવણી પામેલા આર્ય વિદ્વાનો આ ધર્મના મૂળને તિરસ્કારની નજરે જુએ છે, તથા તેના ઉપર ટીકા કરવા તથા ફાવે તેમ બોલવા તત્પર થઇ જાય છે. કેટલાક એમ કહે છે કે એતો જંગલમાં રહેનારા ઋષિ મુનિયો જેમ ગમે તેમ નાના બાળકની પેઠે બોલી ગયા છે તથા લખી ગયા છે. વળી કેટલાક એટલું બધું બોલવાની હિમ્મત ધરે છે કે " બેઠો માળો બાંધવા " એમાં અને વેદના સૂક્તમાં કંઈ ભેદ નથી, કારણ કે એક ગુજરાતી ભાષામાં છે અને બીજું સંસ્કૃત ભાષામાં છે. મારે આ સ્થળે જણાવવું જોઈએ કે એવું બોલનારા કેટલાક વિદ્વાનોએ એજ

વેદોનું અંગ્રેજી અભ્યાસની સાથે, રાત્રિના ઝાંખા દીવાપાસે, ચોટલી બાંધી અધ્યયન કરી તથા તેમાંથી પુસ્તકો રચી પોતાનું સારૂં પોષણ મેળવેલું છે, છતાં ઉપર પ્રમાણે કહે છે તથા કહી ગયા છે. પોતાનું પોષણ આપનાર ગૃહસ્થનું બુરૂં બોલનાર જેમ કૃતઘ્ન ગણાય છે, તેમ તેઓને પણ આપણે શા માટે કૃતઘ્ન ન ગણવા? પણ આ બાબતમાં તેઓનો અપરાધ એક મોટા કારણને લીધે ગૌણ ગણાય છે, કારણકે **राजा कालस्य कारणम्** એટલે રાજા સમયનો ફેરફાર કરવામાં કારણભૂત છે.

આપ્રમાણે દેશની સ્થિતિ છે, છતાં શ્રદ્ધાવાળા જનો કંઈ ઓછા નથી. અહીં રા. રા. શેઠ દેવકરણ નાનજી ગુપ્ત. જે.પી. નું દૃષ્ટાંત આપું તો ખોટું નથી, કારણ કે તેઓ દરમાસે રુદ્રીના સંખ્યાબંધ પાઠો બ્રાહ્મણોદ્વારા કરાવે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનેક દ્વિજો રુદ્રાધ્યાયનો નિત્યપાઠ કરે છે, અને બ્રાહ્મણોને માટે તો તે આવશ્યક છે; પરન્તુ તેઓ પાઠ કરે છે ત્યારે મન્ત્રોના સામાન્ય અર્થનું પણ તેમને ભાન થતું નથી, અને અર્થ જાણ્યા વગર વેદ મન્ત્રનો પાઠ કરવાથી તે નિષ્ફળ નીવડે છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. આવાજ હેતુથી આ સ્વાધ્યાયના પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર કરવામાં આવ્યું. છે. **સાયણ** તથા **મહીધર**ની સંસ્કૃત ટીકાનો આધાર લઈ આ અનુવાદ કરવામાં આવ્યો છે. ભાષાન્તર શિવાય બીજાું કંઇ પણ વિશેષ નથી લખ્યું તેનું કારણ માત્ર તો એજ છે કે નિત્ય સ્વાધ્યાય કરવાના પુસ્તકમાં જેવી તેવી કલ્પનાઓ કરી પુસ્તકનું દળ વધારવું તે નિરર્થક છે. પાઠ કરનારાઓ માત્ર મૂળ વાંચી, શુદ્ધ અર્થથી જો માહિતગાર થાય, તો કીધેલા પ્રયાસનો બદલો મળે, તેમજ પાઠ કરનારને અર્થ જાણવાથી ખરૂં પાઠ કરવાનું ફળ મળે, એવા આશયથી ભાષાન્તર કરવામાં આવ્યું છે. **મહાભાષ્ય**માં લખ્યું છે કે

**यदधीतमविज्ञातं निगदेनैव शब्द्यतेऽनग्नाविव शुष्कैधो न तज्ज्वलति कर्हिचित्**–એટલે જેમ સુકાં લાકડાં અગ્નિ-વગર કદી પણ જગતાં નથી—પ્રકાશ આપતાં નથી—તેમ અર્થ જાણ્યા વગર જે પાઠ કરવામાં આવે છે તે નિષ્ફળ થાય છે. વળી જેઓ " અર્થ જાણ્યા વગર પઠન, પાઠન, જપ, હોમ, યજન, યાજન વગેરે કરે છે, તેઓ નિર્બળ તથા તેજહીન થાય છે, તેઓને વિઘ્નો નડે છે તથા ખાડામાં પડે છે, મૂઢ થાય છે અથવા પાપી થઈ મરણ પામે છે, " એવું કાત્યાયન સૂત્રમાં લખ્યું છે. તેમજ ઋષિમુનીઓ લખી ગયા છે કે જેઓ અર્થના જ્ઞાન પૂર્વક પાઠ કરે છે, તેઓ અત્યંત બળવાન તથા તેજસ્વી થાય છે. જ્યારે શાસ્ત્રોમાં આ પ્રમાણે લખ્યું છે, ત્યારે પ્રત્યેક પાઠ કરનારે અર્થ સહિત શામાટે પાઠ ન કરવો ?

રુદ્રીનું આ ગુજરાતી ભાષાન્તર પહેલવહેલું છે. વેદના શબ્દોનો અર્થ કરવામાં ઘણી અડચણ પડે છે, તોપણ સંસ્કૃત ટીકાઓને આધારે બનતાં સુધી વિચારપૂર્વક શબ્દાર્થ કરવામાં આવ્યો છે. વેદના મૂળ મંત્રો છપાવવામાં તથા સુધારવામાં ઘણી સંભાળ રાખવી પડે છે, કારણ કે બીજી ભાષાના લખાણ જેવી એમાં સહેલાઈ નથી. આ સઘળી બાબત ઉપર પુરતું ધ્યાન આપવામાં આવ્યું છે, છતાં માણસની ભુલો થાય તેમાં નવાઈ નથી, માટે સમજુ વાચકોએ જે જે ભુલો જણાય તેની સૂચના કરવા કૃપા કરવી તથા ક્ષમાદૃષ્ટિ રાખવી એજ અનુવાદકનો ઉદ્દેશ છે.

પ્રસ્તાવનાના અંતમાં મારે કેટલાક પુરૂષોનું સ્મરણ રાખવાની જરૂર છે, કારણ કે આ કાર્ય અધુરૂં હતું ત્યારે અણધારી માંદગીને વખતે ડા. **પોપટ પ્રભુરામે**, ડા. **કાશીનાથ ગોપાળ સાઠે** એ તથા ડા. **શ્રીપાદ ગોવિંદ રાનડે**એ મને

ભયંકર માંદગીમાંથી સ્વસ્થ કરી આ પુસ્તક પરિપૂર્ણ કરવાને સમર્થ કર્યો છે એટલા માટે હું તેમનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તે ઉપરાન્ત ભાષાન્તર કરવામાં તથા પ્રુફો સુધારવાના કામમાં મારા લઘુ બંધુ શાસ્ત્રી. **શિવશંકર વિ. જયાનંદ** ભટ્ટે તથા વૈદરાજ **જાદવજી ત્રિકમજી**એ પોતાના અમૂલ્ય વખતના ભોગે જે મને સહાયતા આપી છે, તેને માટેપણ તેઓનો મારા ઉપર ઘણો ઉપકાર થયો છે.

કેટલાક માનવંત શાસ્ત્રીઓએ પોતાના અભિપ્રાયો આપેલા છે, તે ઉપકારસહિત માન્ય કરી, આ પુસ્તકમાં છપાવ્યા છે.

નં. ૧૫૧.૫૩. કોટ, મુંબઈ.
સં. ૧૯૬૨, પૌષ વદ ૪, મકરસંક્રાન્ત.

**શાસ્ત્રી-નાથજી વિ. મોહનજી.**



परमात्मने नमः ।

अथ

# शुक्लयजुर्वेदीयरुद्राष्टाध्यायीप्रारंभः ।



( શુક્લ યજુર્વેદની અષ્ટાધ્યાયી રુદ્રીનું મૂળસહિત
શુદ્ધ ગુજરાતી ભાષાન્તર )

## અધ્યાય પહેલો.

गुणानांन्त्वागुणपंतिꣳहवामहेप्प्रियाणांन्त्वाप्प्रियपंतिꣳहवामहेनिधीनान्त्वांनिधिपंतिꣳहवामहेव्वसोमम ॥ आहमंजानिगर्ब्भंधमात्त्वमंजासिगर्ब्भंधम् ॥ १ ॥

હે મારા ધનરૂપી ગણેશદેવ ! શ્રેષ્ઠોના પતિ એવા, પ્રિય જે દેવતાઓ ( ઇન્દ્રાદિ ) તેઓના જે પ્રિય ( કાર્તિકસ્વામી વિગેરે ) તેમના પતિ એવા, અને નિધિઓ એટલે યોગની સિદ્ધિઓ તેઓના પતિ એટલે દાતા એવા જે તમે તેમનું અમે આવાહન કરીએ છીએ; ગર્ભથી

ઉત્પન્ન થનારા એવા અમોને તમે ઉત્પન્ન કરેલા છે; હે જન્મરહિત ગણુપતિ! તમે ગર્ભથી ઉત્પન્ન થયેલા નથી.૧.

**गा॒य॒त्री त्रि॒ष्टुप्जग॑त्यनु॒ष्टुप्प॒ङ्क्त्या स॒ह ॥**
**बृ॒ह॒त्यु॒ष्णिहा॑ क॒कुप्प्सू॒चीभि॑÷शम्म्यन्तु त्त्वा २ ॥**

ગાયત્રી, ત્રિષ્ટુપ્, જગતી, અનુષ્ટુપ્, પંક્તિ, બૃહતી, ઉષ્ણિહા અને કકુભ્ એ છંદો, સૂચીઓ (સોયો) વડે અશ્વમેધના અશ્વનો સંસ્કાર કરો ! ૨.

**द्विप॑दा॒ याश्च॒तु॑ष्पदा॒ स्त्रिप॑दा॒ याश्च॒ षट्प॑दाः ॥**
**विच्छ॑न्दा॒ याश्च॒ सच्छ॑न्दाः सू॒चीभि॑÷शम्म्यन्तु त्वा ॥ ३ ॥**

બે પાદવાળી, ચાર પાદવાળી, ત્રણ પાદવાળી, છ પાદવાળી, છન્દરહિત તથા છન્દવાળી છન્દની જાતિયો, હે અશ્વ ! તમારો સૂચીઓવડે સંસ્કાર કરો ! ૩.

**स॒हस्तो॑माः स॒हछ॑न्दसऽआ॒वृत॑÷स॒हप्र॑माऽऋ॒षय॑÷स॒प्त दैव्याः॑ ॥ पू॒र्वेषा॒म्पन्था॑मनु॒दृश्य॒ धीरा॑ऽअ॒न्वाले॑भिरे र॒त्थ्यो॒ न र॒श्मीन् ४**

પીસ્તાળીશ સ્તોત્રસહિત, ગાયત્રી વિગેરે છન્દોસહિત, શ્રદ્ધા સત્ય વિગેરેનું અનુષ્ઠાન કરનારા, યજ્ઞનું પ્રમાણ જાણનારા, પ્રજાપતિસંબંધી જ્ઞાન ધરાવનારા, બુદ્ધિમાન્ ઋષિઓ પૂર્વપુરૂષોનો (પૂર્વના અંગિરા વિગેરે ઋષિઓનો) અનુષ્ઠાન માર્ગ ક્રમપૂર્વક જાણી લઇને,

જેમ સારથીઓ ઘોડાની લગામ સારી રીતે હાથમાં પકડી રથ હાંકવામાં પ્રવર્તે છે, તેમ તેઓ યજ્ઞના કામમાં પ્રવૃત્ત થતા હતા. ૪.

( હવે પછીના છ મન્ત્રોમાં યાજ્ઞવલ્ક્ય ઋષિ પોતાનું મન કલ્યાણકારી શિવના સંકલ્પવાળું થાય અને સદાય ધર્મમાં પ્રવર્તે અને કદી પણ પાપી ન થાય એટલા માટે કહે છે. )

ॐ यज्जाग्रतोदूरमुदैतिदैवन्तदुसुप्तस्यतथैवैति ॥ दूरङ्गमञ्ज्योतिषाञ्ज्योतिरेकन्तन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥ ५ ॥

જે મન આત્મગ્રાહક હોઈ ચક્ષુરાદિક ઇન્દ્રિયોની અપેક્ષાથી જે પ્રકારે જાગ્રત અવસ્થામાં દૂરગામી થાયછે, અને સુષુપ્તિ અવસ્થામાં સમીપ રહેછે, અને જે દૂરગામી મન એકજ શ્રોત્રાદિક ઇન્દ્રિયનું પ્રકાશક છે, તેવું મારૂં મન કલ્યાણકારી સંકલ્પવાળું થાઓ ! ૫.

येनकर्म्माण्यपसोमनीषिणोयज्ञेकृण्वन्तिव्विदथेषुधीराः ॥ यदपूर्व्वंयक्षमन्तःप्प्रजानान्तन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥ ६ ॥

સ્વકર્મનિષ્ઠ, યજ્ઞસંબંધી કામમાં તીવ્ર બુદ્ધિમાન્ અને મેધાવી એવા વીર પુરૂષો જે મનવડે યજ્ઞની અંદર કર્મો કરેછે, અને જે મન અપૂર્વ (સર્વ ઇન્દ્રિયોની પહેલાં સરજાયલું તથા આત્મરૂપ), યજ્ઞ કરવાને સમર્થ અને પ્રાણીમાત્રના શરીરની અંદર રહેલું છે, તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પવાળું થાઓ ! ૬.

यत्प्रज्ञानमुतचेतोधृतिश्चयज्ज्योतिरन्तर मृतम्प्रजासु ॥ यस्मान्नऽऋतेकिञ्चनकर्म्मं क्रियतेतन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥ ७ ॥

જે મન પ્રકૃષ્ટજ્ઞાનવાળું, સામાન્ય તથા વિશેષ જ્ઞાનવાળું, ધૈર્યવાળું, અમર (અમૃત) તથા પ્રાણીઓની અંદર રહેલું છે અને જેના વિના કંઈ પણ કર્મ થઈ શકતું નથી, તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પવાળું થાઓ! ૭.

येनेदम्भूतम्भुवनम्भविष्यत्परिगृहीतममृतेनसर्व्वम् ॥ येनयज्ञस्तायतेसप्तहोतातन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥ ८ ॥

જે અમૃત ધર્મવાળા મનવડે ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું સર્વ પ્રકારે જ્ઞાન થઈ શકે છે અને જેવડે સાત હોતા (દેવતાઓને બોલાવનારા મૈત્રાવરૂણ વગેરે) વાળો યજ્ઞ વિસ્તાર પામેછે, તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પવાળું થાઓ! ૮.

यस्मिन्नृचः सामयजूंषियस्मिन्प्रतिष्ठितारथनाभाविवाराः ॥ यस्मिंश्चित्तꣳ सर्वमोतम्प्रजानान्तन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥ ९ ॥

જેવી રીતે રથચક્રની નાભિમાં આરાઓ જડવામાં આવેછે તેમ જેની અંદર ઋગ્વેદ, સામવેદ અને યજુ-

વેદ પ્રતિષ્ઠિત થએલા છે, અને જે મનમાં સર્વ પ્રકારનું પ્રાણીમાત્રનું જ્ઞાન પરોવાયલું છે, તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પવાળું થાઓ. ૯.

**सुषारथिरश्वानिवयन्मनुष्यान्नेनीयते-भीशुभिर्व्वाजिनऽइव ॥ हृत्प्रतिष्ठन्यदजिर-ञ्जविष्ठन्तन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥ १० ॥**

જેવી રીતે હુશીઆર સારથિ લગામવડે ઘોડાઓને નિયમમાં રાખીને પોતાને ધારેલે રસ્તે લઈ જાયછે, તેવી રીતે જે મન મનુષ્યોને પોતાના કામમાં દોરેછે, જે મન હૃદયમાં પ્રતિષ્ઠિત થએલું છે તથા જે અજર (વૃદ્ધાવસ્થારહિત) તથા અતિશય વેગવાળું છે, તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પવાળું થાઓ! ૧૦.

**इति रुद्रे प्रथमोऽध्यायः ॥ १ ॥**

એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તરવાળી રુદ્રાષ્ટાધ્યાયીનો પહેલો અધ્યાય સંપૂર્ણ થયો. ૧.

---

## अथ द्वितीयोऽध्यायः ।

---

**हरिः ॐ ॥ सहस्रशीर्षापुरुषः सहस्राक्ष-ऽसहस्रपात् ॥ सभूमिꣳसर्व्वतस्पृत्वात्यतिष्ठ-द्दशाङ्गुलम् ॥ १ ॥**

## અધ્યાય ૨ જો.

હરિઃ ઓમ્

બ્રહ્માંડ દેહુને ધારણ કરનાર આદિ પુરૂષને હજારો શીર્ષો (માથાં), હજારો આંખો તથા હજારો પાદ છે; તે બ્રહ્માંડમાં સર્વ સ્થળે વ્યાપીને તેની બહાર દસ આંગળ રહેલ છે. ૧.

पुरुषएवेदꣳसर्व्वंयद्भूतंयच्चभाव्यम ॥
उतामृतत्वस्येशानोयदन्नेनातिरोहति ॥ २ ॥

આ વર્તમાન, ભૂત અને ભવિષ્ય જગત્, એ આદિપુરૂષના અવયવો છે; એ અમૃતપણાનો સ્વામી છે; કારણ કે તે પ્રાણીઓની ભોગ્ય વસ્તુથી કારણાવસ્થાનો ત્યાગ કરી જગદવસ્થાને પ્રાપ્ત કરે છે. ૨.

एतावानस्यमहिमातोज्यायाँश्चपूरुषꣳ ॥
पादोस्यव्विश्वाभूतानित्रिपादस्यामृतन्दिवि ३

વર્તમાન, ભૂત, અને ભવિષ્ય જગત્ જેટલું છે તે તેનું સામર્થ્ય (મહિમા) છે, પરંતુ આદિ પુરૂષ તો આથી પણ ઘણોજ અધિક છે; આ વિશ્વના ત્રણ કાળની ભૂતપ્રાણીમાત્રની સૃષ્ટિ તો તેનો ચોથો ભાગ (પાદ) છે, અને બાકીના ત્રણ ભાગ તો તેના અવિનાશી છે અને તે ભાગ આકાશમાં સ્વપ્રકાશસ્વરૂપે રહેલ છે. ૩.

त्रिपादूर्ध्वऽउदैत्पुरुषꣳपादोस्येहाभवत्पुनः
॥ ततोव्विष्वङ्व्यक्रामत्साशनानशनेअभि ४

તે આદિપુરૂષ પોતાના ત્રણ પાદથી આ સંસારની ઉપર બ્રહ્મસ્વરૂપે રહેલ છે, અને તેનું એક પાદ આ માયામય સંસારમાં રહેલું છે, અને ત્યાં માયામાં રહી અશન કરનારાં મનુષ્ય, પશુ, વિગેરે ચેતન પ્રાણીઓમાં તથા નહિ અશન કરનારાં અચેતન એવાં પર્વત, નદીઓ, વિગેરે સર્વ સ્થળે અનેકરૂપે વ્યાપીને રહેલ છે. ૪.

**ततोव्विराडजायतव्विराजोऽअधिपूरुषः ॥**
**सज्ञातोऽअत्यरिच्च्यतपश्चाद्भूमिमथोपुरः ॥५**

તે આદિપુરૂષમાંથી દેહના અભિમાનવાળો (અત્યંત તેજસ્વી) વિરાટ્ પુરૂષ ઉત્પન્ન થયો; તે ઉત્પન્ન થઈને પછી પોતાથી વ્યતિરિક્ત (જુદા) દેવ, મનુષ્ય, વિગેરેમાં પ્રવેશ કરી તે ભાવે ભૂમિમાં વ્યાપ્ત થયો, અને ત્યારપછી સપ્ત ધાતુથી બનેલાં શરીરોમાં તેણે જીવરૂપે પ્રવેશ કર્યો. ૫.

**तस्माद्यज्ञात्सर्व्वहुतः सम्भृतम्पृषदाज्यम् ॥**
**पशूँस्ताँश्चक्रेव्वायव्यानारण्यान्ग्राम्म्याश्चये ६**

તે સર્વાત્મક પુરૂષે તે માનસિક યજ્ઞમાંથી સંપૂર્ણ ભોગ્યવસ્તુ, દહીં, ઘી, વિગેરે સંપાદન કર્યાં. અને વાયુ દેવતાવાળાં અરણ્યનાં પશુ, મૃગ વિગેરે ઉત્પન્ન કર્યાં. ૬.

**तस्माद्यज्ञात्सर्व्वहुतऋचः सामानिजज्ञिरे ।**
**छन्दाᳬसिजज्ञिरेतस्माद्यजुस्तस्म्मादजायत ।**

તે સર્વાત્મક પુરૂષના માનસિક યજ્ઞમાંથી ઋગ્વેદ

તથા સામવેદ ઉત્પન્ન થયા, તથા તેમાંથી ગાયત્રી વિગેરે છંદો તથા યજુર્વેદ પણ નિપજ્યા. ૭.

तस्मादश्वाऽअजायन्त ये के चोभयादतः ॥ गावोह जज्ञिरे तस्मात्तस्माज्जाताऽअजावयः

તે પૂર્વે કહેલા માનસિક યજ્ઞમાંથી અશ્વ તથા ઉપર નીચે એમ ઉભય દાઢવાળાં પ્રાણીયો તથા ગાય, બળદ, અને બકરાં, ઘેટાં, વિગેરે ઉત્પન્ન થયાં. ૮.

तं यज्ञम्बर्हिषि प्रौक्षन्पुरुषञ्जातमग्रतः ॥ तेन देवाऽअयजन्त साध्याऽऋषयश्च ये ॥ ९ ॥

તે શરૂઆતમાં ઉત્પન્ન થએલા પુરૂષને યજ્ઞમાં પશુભાવે યૂપસાથે બાંધીને માનસિક યજ્ઞમાં તેનું પ્રોક્ષણ (સેચન) કર્યું; તે પશુભાવે પ્રાપ્ત કરેલા પુરૂષવડે સાધ્ય દેવતાઓ અને મંત્રદ્રષ્ટા ઋષિઓ માનસ યાગ કરવા લાગ્યા. ૯.

यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् ॥ मुखं किमस्यासीत्किम्बाहू किमूरू पादाऽउच्येते ॥ १० ॥

પ્રશ્નોત્તરરૂપે સૃષ્ટિવિષે કહેતાં પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ જ્યારે વિરાટ્‌ને માનસિક સંકલ્પથી ઉત્પન્ન કર્યો ત્યારે તેની કેટલા પ્રકારથી કલ્પના કરી? તે પુરુષનું મુખ કોણુ ?બાહુ કોણુ ? તથા જાંઘ ( ઉરૂ ), પાદ વિગેરે કોણુ કહેવાય છે ? ૧૦.

ब्राह्मणोस्यमुखंमासीद्बाहूराजन्यः कृतः॥
ऊरूतदस्ययद्वैश्यः पद्भ्याᳪंशूद्रोऽअजायत ११

આ પ્રજાપતિનું મુખ બ્રાહ્મણ હતો, અર્થાત્ પ્રજાપતિના મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, જાંઘમાંથી વૈશ્ય, અને પાદ (પગ) માંથી શૂદ્ર એ પ્રમાણે વર્ણો ઉત્પન્ન થયા. ૧૧.

चन्द्रमामनसोजातश्चक्षोःसूर्य्योअजायत॥
श्श्रोत्राद्वायुश्चप्प्राणश्चमुखादग्निरजायत १२

(જે પ્રજાપતિથી પૂર્વોક્ત સૃષ્ટિ ઉત્પન્ન થઇ) તે પ્રજાપતિના મનમાંથી ચંદ્રમા, ચક્ષુમાંથી સૂર્ય, કાનમાંથી વાયુ, તથા પ્રાણ અને મુખમાંથી અગ્નિ એ પ્રમાણે સૌ ઉત્પન્ન થયા. ૧૨

नाभ्भ्याऽआसीदन्तरिक्षᳪंशीर्ष्णोद्यौः-
समवर्त्तत ॥ पद्भ्याम्भूमिर्द्दिशःश्श्रोत्रात्तथा-
लोकाँ २ ऽअकल्प्पयन् ॥ १३ ॥

તેની નાભિમાંથી અંતરિક્ષ, શીર્ષમાંથી આકાશ, પાદમાંથી ભૂમિ, શ્રોત્રમાંથી દિશાઓ અને તે પ્રમાણે અંતરિક્ષ લોક વિગેરે ઉત્પન્ન થયા (અર્થાત્ તે તે ભાગોમાંથી દેવતાઓએ તેમની કલ્પના કરી). ૧૩.

यत्पुरुषेणहविषादेवायज्ञमतन्वत॥व्वसन्तो
ऽस्यासीदाज्ज्यंङ्ग्रीष्मऽइद्ध्मःशरद्धविः ॥१४॥

એ પ્રમાણે પૂર્વ સૃષ્ટિની કલ્પના કર્યા પછી ઉત્તર સૃષ્ટિને સારૂ બહારનાં દ્રવ્યો ન હોવાથી તે પુરૂષરૂપી હવિષ્થી દેવતાઓએ માનસિક યજ્ઞ કર્યો, તે વખતે વસંત ઋતુએ ઘીનું કામ સાર્યું, ગ્રીષ્મઋતુએ ઇંધણાનું અને શરદ્ઋતુએ હવિષ્ (બળિદાન)નું કામ સાર્યું. ૧૪.

सप्तास्यांसन्परिधयस्त्रिःसप्तसमिधंःकृताः
देवायद्यज्ञन्तन्वानाऽअबध्नन्पुरुषम्पशुम् १५

જે વખતે પ્રજાપતિના પ્રાણેન્દ્રિયરૂપ દેવતાઓએ માનસિક યજ્ઞ કર્યો, ત્યારે વિરાટ્રૂપી પુરૂષને પશુની ભાવના કરી યૂપસાથે બાંધ્યો, અને તે વખતે ગાયત્રી આદિ સાત છંદો પરિધિ થયા, અને ત્રણગણા સાત એટલે એકવીશને (૧૨ માસ ૫ ઋતુ ૩ લોક ૧ આદિત્ય) સમિધ બનાવ્યાં. ૧૫.

यज्ञेनयज्ञमयजन्तदेवास्तानिधर्म्माणिप्र-
थमान्यासन् ॥ तेहनाकम्महिमानःसचन्त-
यत्रपूर्व्वेसाध्याःसन्तिदेवाः ॥ १६ ॥

પૂર્વોક્ત દેવોએ માનસ યજ્ઞથી પ્રજાપતિનું પૂજન કર્યું, તે પૂજનમાં પ્રસિદ્ધ એવા જગદ્રૂપ વિકારના ધારણ કરનારા ધર્મો હતા (આટલે સુધી સૃષ્ટિનું સંપાદન કરનારાં સૂત્રો એકત્ર કર્યાં; હવે ફલાનુવાદના ભાગનો સંગ્રહ કરવામાં આવે છે). જે યજ્ઞમાં વિરાટ્ પ્રાપ્તિરૂપ સ્વર્ગમાં, પ્રાચીન સાધ્ય દેવતાઓ રહે છે, તે સ્વર્ગના

મહિમાની ઉપાસના કરનારા મહાત્માઓ તેને પામેછે. ॥ ૧૬ ॥

**अद्भ्यः सम्भृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्ग्रे ॥ तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्ग्रे ॥ १७ ॥**

પૃથ્વી આદિ પાંચ ભૂત તથા વિશ્વકર્મા એટલે કાલથી પુષ્ટિને પામેલ એવો જે પ્રથમ રસ ઉત્પન્ન થયો તે રસના રૂપને ધારણ કરનાર સૂર્ય દરરોજ ઉદય પામે છે, તે પ્રથમરૂપ પુરૂષ, પુરૂષનો યજ્ઞ કરનાર મનુષ્યોના આજાન (આદિ) દેવત્વને પામે છે. ૧૭.

**वेदाहमेतम्पुरुषम्महान्तमादित्यवर्णन्तमसः परस्तात् ॥ तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ १८ ॥**

હું (નારાયણઋષિ) તે સર્વોત્કૃષ્ટ પુરૂષ(પરમેશ્વરને)-ને જાણુ છું, તેનું તેજ આદિત્યના જેવું છે, અને જે સંસારની માયારૂપી અજ્ઞાનથી દૂર છે અને તેનેજ માત્ર જાણવાથી માણસ મૃત્યુને તરી બ્રહ્મમય થાય છે; બીજો મુક્તિમાટે માર્ગ છેજ નહિ. ૧૮.

**प्रजापतिश्चरति गर्भेऽअन्तरजायमानो बहुधा विजायते ॥ तस्य योनिम्परिपश्यन्ति धीरास्तस्मिन्ह तस्थुर्भुवनानि विश्वा ॥ १९ ॥**

જે સર્વાત્મા પ્રજાપતિ હૃદયની અંદર રહેલ છે, અને શરીરના મધ્યમાં ફરેછે, અને જે પોતે નિત્ય રહી, જન્મ લઇ, વિવિધ માયાવી રૂપ ધારણ કરે છે, તેનું મૂળસ્વરૂપ બ્રહ્માદિ પુરૂષો યથાર્થ રીતે જાણે છે; તે કારણાત્મ બ્રહ્મની અંદર સર્વભૂત પ્રાણીમાત્ર (વિશ્વ) રહેલાં છે. ૧૯.

**योदेवेभ्यआतपंतियोदेवानाम्पुरोहितः**
**पूर्व्वोयोदेवेभ्योजातोनमोरुचायब्राह्मये २०**

જે આદિત્યરૂપી પ્રજાપતિ દેવતાઓને પ્રકાશિત કરે છે, અને જેને દેવતાઓએ સર્વ કાર્યોમાં પુરોહિત કરેલ (અગ્રમાં મુકેલ)છે, અને જે દેવતાઓમાં પ્રથમ ઉત્પન્ન થએલ છે તે દેદીપ્યમાન એવા બ્રહ્મપુત્રને નમસ્કાર હો! ૨૦.

**रुचम्ब्राह्मञ्जनयन्तोदेवाअग्ग्रेतदब्रुवन्॥ य-**
**स्त्वैवम्ब्राह्मणोव्विद्यात्तस्यदेवाऽअंसन्वशे २१**

સુશોભિત એવા બ્રહ્મના પુત્ર (માનસ સંકલ્પથી) ઉત્પન્ન કરતા એવા દેવતાઓ પ્રથમ વચન બોલ્યા "આ દેવ, જે આવી રીતે બ્રહ્મથી જન્મ પામેલ છે એ પ્રમાણે જે બ્રાહ્મણ તેને જાણે છે તેને સર્વ દેવતાઓ વશ છે."૨૧

**श्रीश्चतेलक्ष्मीश्चपत्न्यावहोरात्रेपार्श्वन-**
**क्षत्राणिरूपमश्विनौव्यात्तम् ॥ इष्णन्निषा-**
**णामुम्मऽइषाणसर्व्वलोकम्मऽइषाण ॥ २२ ॥**

હે આદિત્ય! શ્રી (સમ્પત્તિ) તથા લક્ષ્મી (સૌંદર્ય)

એ તમારી પત્નીઓ છે, અહોરાત્ર તમારાં પડખાં છે, નક્ષત્રો તમારૂં રૂપ છે, આકાશ તથા પૃથ્વી એ તમારૂં વિકાસિત (ઉઘાડેલું) મુખ છે, એ પ્રમાણે ઇચ્છનાર "મારો પરલોક મને સારી રીતે મળો "એવી ઇચ્છા કરે અને જે કહે કે હું સર્વ લોકાત્મક થાઉં, તેની ઇચ્છા પૂર્ણ કરો! ૨૨.

## इति रुद्रे द्वितीयोऽध्यायः ॥ २ ॥

એ પ્રમાણે ગુજરાતી ભાષાંતરવાળી રુદ્રાષ્ટાધ્યાયીનો બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨.

## अथ रुद्राष्टके तृतीयोऽध्यायः ।

### અધ્યાય ત્રીજો.



અહીં પ્રજાપતિ ઋષિ છે; ત્રિષ્ટુપ્ છંદ છે તથા ઇન્દ્ર દેવતા છે.

**हरिः ॐ ॥ आशुः शिशानो वृषभो न भीमो घनाघनः क्षोभणश्चर्षणीनाम ॥ सङ्क्रन्दनोनिमिषऽएकवीरः शतꣳ सेनाऽअजयत्साकमिन्द्रः ॥ १ ॥**

જે શીઘ્રકારી(વ્યાપક)છે, જે શત્રુઓને તીક્ષ્ણ બુદ્ધિથી ભય ઉત્પન્ન કરનાર છે, જે અણીવાળાં શીંગડાંથી ભયંકર બેલ પોતાના શત્રુઓનો જેવી રીતે ઘાતક છે તેવી રીતે

દ્વેષી મનુષ્યોનો ઘાતક છે, જે પ્રાણીઓનો ખેંચીને અથવા પ્રહાર કરીને નાશ કરેછે, જેની ચક્ષુ નિમેષ ( પલકારા ) રહિત છે ( એટલે જે પોતાના કામમાં આલસ્ય રાખતો નથી ), અને જે પોતે એક વીર હોઇ પોતાનું કાર્ય એક હાથે કરવા સમર્થ છે એવો ઇન્દ્ર અસંખ્ય સેના સાથે એકલો વિજય મેળવે છે. ૧.

**सुङ्क्रन्दनेनानिमिषेणजिष्णुनायुत्कारेण-**
**दुश्च्यवनेनधृष्णुना ॥ तदिन्द्रेणजयततत्सह-**
**ध्वंयुधोनरऽइषुहस्तेनवृष्णा ॥ २ ॥**

ઉપર કહેલા ગુણોવાળો ઇન્દ્ર હો ! તેમાં આપણે શું ! અહીં જે સંક્રન્દન, અનિમેષ વિગેરે વિશેષણો છે તેનો અર્થ ઉપરના શ્લોકમાં કહ્યો છે; તેવા પ્રકારના, જયશીલ, યુદ્ધ કરનાર, બીજાથી કમ્પનાર નહિ, ધૃષ્ટતા (હિંમત ) વાળા, હાથમાં મજબૂત બાણ ધારણ કરનાર તથા વૃષ્ટિ કરનાર એવા ઇન્દ્રસહિત, હે નાયક યોદ્ધાઓ, તે શત્રુ બળની સામા થાઓ, તથા જીતો ! ૨.

**सऽइषुहस्तैःसनिषङ्गिभिर्वशीसंस्रष्टासयुध**
**ऽइन्द्रोगणेन ॥ सःसृष्टजित्सोमपाबाहुशर्द्धु**
**ग्र्यधन्वाप्प्रतिहिताभिरस्ता ॥ ३ ॥**

આગળના મન્ત્રમાં જે વિજય કરવાનું કહ્યું તેનો પ્રકાર કહેછેઃ- મરુદ્ આદિ દેવતાઓ જેમના હાથમાં બાણો તથા ખડ્ગો છે તેમને વશ કરનાર તથા એકમેક

મળી જવાના શીલવાળો તે ઇન્દ્ર હોવાથી, જે તેની સામે મળીને યુદ્ધ કરવા આવેછે તેને તે જીતે છે; તે સોમ પીનાર છે; તે બાહુબળવાળો (બાહુબળથી સામો થઈ જીતનારો) છે; તથા તે બાણો ઉગામીને, તેમની વૃષ્ટિ કરી શત્રુને મારનાર છે (એવા ઇન્દ્રની સાથે જય મેળવો). ૩.

**बृहस्पते परि दीया रथेन रक्षोहामित्राँ २ ऽ अपबाधमानः ॥ प्रभञ्जन्त्सेनाः प्रमृणो युधा जयन्नस्माकमेध्यविता रथानाम् ॥ ४ ॥**

હે બૃહસ્પતિ દેવ! આપના રથસહિત આવો. રાક્ષસોના નાશ કરનારા તમે અમિત્ર એટલે શત્રુઓનો નાશ કરી, તેમની સેનાને હણો! અને તેમનો પ્રાણઘાત કરી જય મેળવો! અને યુદ્ધમાં અમારા રથોની રક્ષા કરનારા થાઓ! ૪.

**बलविज्ञायः स्थविरः प्रवीरः सहस्वान्वाजी सहमान ऽ उग्रः ॥ अभिवीरो अभिसत्त्वा सहोजा जैत्रमिन्द्र रथमा तिष्ठ गोवित् ॥ ५ ॥**

સર્વનું બળ જાણવામાં અનુભવી, વૃદ્ધ, મહાવીર, શત્રુને હંફાવનાર, અન્નવાળા અથવા શત્રુઓનો પરાજય કરનાર, ઉગ્રશક્તિવાળા, પરાક્રમી અનુચરોવાળા, મહાનુભાવ અથવા સ્તુતિ મેળવનાર એવા હે ઇન્દ્ર! વિજયી રથ ઉપર બેસી અમોને સાહાય્ય કરવાને ચઢી આવવું તે આપને યોગ્ય છે. ૫.

गोत्रभिदङ्गोविदंव्वज्ज्रबाहुञ्जयन्तमज्ज्मप्प्र-
मृणन्तमोजसा ॥ इम८सजाताऽअनुवीरयद्ध्व-
मिन्द्र८सखायोऽअनुसꣳरभद्ध्वम ॥ ६ ॥

ગાય, જળ અથવા ભૂમિના રક્ષક, વાદળાં અથવા પ-
ર્વતના ભાંગનાર, હાથમાં વજ્ર ધારણ કરનાર, જયશીલ,
સૈન્યમાં જઈ શત્રુઓનો નાશ કરનાર અથવા તેજથી
શત્રુઓનો પરાજય કરનાર એવા મહાનુભાવ ઇન્દ્રની
પાછળ વીરત્વ દર્શાવનાર, હે યોદ્ધાઓ ! યુદ્ધ કરો. હે
સખાઓ ! તમે વેગ કરતા ઇન્દ્રની પાછળ વેગને ધા-
રણ કરો ! ६.

अभिगोत्राणिसहसागाहमानोदयोव्वीरः
शतमन्न्युरिन्द्रः ॥ दुश्च्यवनःपृतनाषाडयु-
द्ध्योस्म्माक८सेनाऽअवतुप्प्रयुत्सु ॥ ७ ॥

વાદળાંમાં બળથી પ્રવેશ કરનાર, નિર્દય, પરાક્રમી વીર,
ઘણા યજ્ઞ કરનાર અથવા ઘણોજ ક્રોધ કરનાર, કોઇથી
કંપાયમાન ન થાય તેવા, શત્રુસેનાનો પરાજય કરનાર
અને જેની સાથે કોઇ યુદ્ધ કરી ન શકે એવા હે ઇન્દ્ર !
યુદ્ધોમાં અમારી સેનાનું રક્ષણ કરો. ७.

इन्द्रऽआसान्नेताबृहस्प्पतिर्द्दक्षिणायज्ञः
पुरऽएतुसोमः ॥ देवसेनानामभिभञ्जतीना-
ञ्जयन्तीनाम्मरुतोयन्त्वग्ग्रम ॥ ८ ॥

અમોને સાહાય્ય કરવા આવેલી દેવસેનાના આ ઇન્દ્ર નાયક થાઓ! બૃહસ્પતિ, દક્ષિણ યજ્ઞ તથા સોમ તેની આગળ ચાલનાર થાઓ! અને તે શત્રુનો નાશ કરનારી તથા વિજયી સેનાને મોખરે મરૂતો ચાલો! ૮.

इन्द्रस्यवृष्णोव्वरुणस्यराज्ञऽआदित्यानाम्मरुताᳬशर्द्धऽउग्रम ॥ महामनसाम्भुवनच्च्यवानाङ्घोषोदेवानाञ्जयतामुदस्थात् ॥ ९ ॥

વૃષ્ટિ કરનાર ઇન્દ્રનું, રાજા વરૂણનું, આદિત્યનું, અને મરૂતોનું ઉગ્ર બળ અમારામાં આવો; તથા મોટા મનવાળા, ભુવન ચલાવનારા, જયશીલ એવા દેવોનો "જયઘોષ" ઉદયને પામો! ૯.

उद्धर्षयमघवन्नायुधान्युत्सत्वनाम्मामकानाम्मनाᳬसि ॥ उद्वृत्रहन्वाजिनांव्वाजिनान्युद्रथानाञ्जयतांय्यन्तुघोषाः ॥ १० ॥

હે મઘવન્! ઇન્દ્ર! અમારાં આયુધો પ્રહાર કરવામાં ઉત્કૃષ્ટ કરો; અમારા સૈનિકોનાં મન હર્ષયુક્ત કરો; અમારા અશ્વોની ગતિ વધારો! તથા અમારા જયશીલ રથોનો ઘોષ ઉત્પન્ન થાઓ! ૧૦.

अस्माकमिन्द्रःसमृतेषुध्वजेष्वस्माकंय्याऽइषवस्ताजयन्तु ॥ अस्माकंव्वीराऽउत्तरे भवन्त्वस्माँ २ ऽउदेवाऽअवताहवेषु ॥ ११ ॥

હે ઇન્દ્ર! અમારા ધ્વજવાળા સૈનિકો શત્રુસૈન્ય ઉપર તુટી પડે ત્યારે તમે રક્ષણ કર્તા થાઓ! તથા અમારાં બાણો શત્રુઓને જીતો! અમારા વીર સુભટો વિજય પામો. હે દેવો! અમારૂંજ સંગ્રામોમાં રક્ષણ કરો. ૧૧.

**अमीषाञ्चित्तम्प्रतिलोभयन्तीगृहाणाङ्गान्यप्वेपरेहि॥ अभिप्रेहिनिर्दहहृत्सुशोकैरन्धेनामित्रास्तमसासचन्ताम ॥ १२ ॥**

અમારા આ શત્રુઓનાં ચિત્તમાં વ્યામોહ ઉત્પન્ન કરનારી, હે પાપાભિમાની દેવિ! તેઓનાં માથાં વિગેરે અવયવોનો અંગીકાર કરો! તેઓના તરફ જાઓ અને તેઓનાં હૃદય શોકાગ્નિથી ભસ્મ કરો! તેઓ ઘોર અંધકારમાં જોડાઓ! ૧૨.

**अवसृष्टापरापतशरव्येब्रह्मसंशिते ॥ गच्छामित्रान्प्रपद्यस्वमामीषाङ्कञ्चनोच्छिषः ॥ १३ ॥**

હે બ્રહ્મમંત્રથી તીક્ષ્ણ કરેલ, હિંસા કુશળ દેવિ! અહીંથી દૂર જાઓ, અને શત્રુઓમાં જઈ તેમાંથી કોઇને બાકી રહેવા નહિ આપો (સર્વનો સંહાર કરો?). ૧૩.

**प्रेताजयतानरइन्द्रोवःशर्मयच्छतु ॥ उग्रावःसन्तुबाहवोनाधृष्यायथासथ॥१४॥**

હે સેનાનાયક વીરો! શત્રુસૈન્ય સામા જાઓ! ઇન્દ્ર

તમારૂં કલ્યાણ કરો! તમારા બાહુ, કોઈ સામે ન ટકી શકે તેવા ઉગ્ર પરાક્રમવાળા થાઓ! ૧૪.

असौयासेनांमरुतंऽपरेषामब्भ्यैतिनऽओ-जंसास्पर्द्धमाना ॥ ताङ्गूहततमसापंव्रतेनयथामीऽअन्योऽअन्यन्नजानन् ॥१५॥

બળથી સ્પર્ધા કરતી શત્રુઓની સેના જે સામે આવે છે તેને હે મરૂતો! એવા ગાઢ અંધકારથી ઢાંકી નાંખો કે તેના યોદ્ધાઓ એક બીજાને ઓળખી શકે નહિ. ૧૫.

यत्रंबाणाऽसम्पतंन्तिकुमाराव्विशिखाऽइ-व ॥ तन्नऽइन्द्रोबृहस्पतिरादितिंऽशर्म्मयच्छ-तुव्विश्श्वाहाशर्म्मयच्छतु ॥ १६ ॥

જે સંગ્રામમાં મુંડિત કુમારો જેવાં બાણો વરસે છે, ત્યાં ઇન્દ્ર, બૃહસ્પતિ, અદિતિ, સર્વદા સુખ આપો, સુખ આપો! ૧૬.

मर्म्माणितेव्वर्म्मणाच्छादयामिसोमंस्त्वा-राजामृतेनानुवस्ताम् ॥ उरोर्व्वरीयोव्वरुणस्ते-कृणोतुजयंन्तन्त्वानुदेवामंदन्तु ॥ १७ ॥

હે રાજા! મારાં મર્મસ્થાનો હું કવચથી (બખ્તરથી) ઢાંકુંછું. તમને રાજા સોમ અમૃતથી ઢાંકો! શ્રેષ્ઠ વરૂણ તમને ઉત્તમ સુખ આપો! અને દેવતાઓ તમને જય પામતા જોઈ હર્ષ પામો! ૧૭.

इति रुद्रे तृतीयोऽध्यायः ॥ ३ ॥

એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તરવાળી રુદ્રાષ્ટાધ્યાયીનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩.

## अथ रुद्राष्टके चतुर्थोऽध्यायः

### અધ્યાય ૪ થો.



हरिः ॐ ॥ व्विभ्राड्बृहत्पिबतुसोम्म्यम्मद्ध्वायुर्द्दधद्यज्ञपतावविं-हुतम ॥ व्वातंजूतोयोऽअंभिरक्षंतित्त्मनांप्प्रजाऽपुंपोषपुरुधाव्विरांजति ॥ १ ॥

વિશેષ દીપતો એવો મહાન્ સૂર્ય સોમયુક્ત મધુનું પાન કરો ! તે યજમાનના અકુટિલ આયુષ્યને ધારણ કરતો એવો મહાવાયુથી પ્રેરિત થઈ, સર્વ જગતને જોતો પોતેજ પ્રજાનું વૃષ્ટિ વગેરેથી પોષણ કરેછે, ( અને ) બહુ પ્રકારે પ્રકાશિત થાયછે. ૧.

उदुत्त्यञ्जातवेदसन्देवंवंहन्तिकेतवं÷ ॥ दृशेव्विश्श्वायसूर्य्यम ॥ २ ॥

સૂર્યના અશ્વો અથવા રશ્મિઓ, પ્રાણીઓને જાણનાર એવા જાતવેદસનું,; ( આશબ્દના (૧) જન્મ પામેલા પ્રાણીઓને ઓળખનાર (૨) ડાહ્યો (૩) ધનવાળો એવા ધ-

ણા અર્થ નિરૂક્તમાં લખેલ છે). એટલે સૂર્ય દેવતાનું આખા વિશ્વને જોવા સારૂ ઉંચે વહુન કરેછે. ૨.

**યેનાપાવકચક્ષસાભુરણ્યન્તઞ્જનાઁ २ ऽअ-नु ॥ त्वंव्वरुणपश्यसि ॥ ३ ॥**

હે પાવક ! સર્વના શોધક, વરૂણ–અનિષ્ટ નિવારણ કરનાર સૂર્ય ! તમે જે પ્રકાશથી આ જગતમાં ઉત્પન્ન થએલાં પ્રાણીઓને અનુક્રમે પોષોછો તથા ધારણ કરોછો તે પ્રકાશની અમે સ્તુતિ કરીએ છીએ. ૩.

**दैव्यावद्ध्वर्य्यूऽआगतꣳरथेनसूर्य्यत्वचा ॥ मद्ध्वायज्ञꣳसमञ्जाथे ॥ तम्प्रत्क्नथाऽयंव्वेन-श्चित्रन्देवानाम् ॥ ४ ॥**

હે દેવસંબંધી અધ્વર્યુ ! તમે બેઉ સૂર્યની કાન્તિ જેવી કાન્તિવાળા રથમાં બેસીને આવો અને સોમ પુરોડાશ વગેરેથી મિશ્ર એવા યજ્ઞના મધુર હવિષથી પ્રાચીનોના યજ્ઞની માફક અમારા યજ્ઞનું રક્ષણ કરો. (પરિપૂર્ણ કરો.) તમે સર્વ દેવોમાં કાન્તિયુક્ત આશ્ચર્યરૂપ છો. ૪.

**तम्प्रत्क्नथापूर्व्वथाव्विश्वथेमथाज्ज्येष्ठताति-म्बर्हिषदꣳस्वर्व्विदम् ॥ प्रतीचीनंव्वृजनन्दो-हसेधुनिमाशुञ्जयन्तमनुयासुवर्द्धसे ॥ ५ ॥**

પ્રાચીન કાળના પૂર્વજ, સર્વ પ્રાણીઓ તથા આધુનિક યજમાનો એ સર્વના જેવી અમારી કામના છે; માટે હે

અન્તરાત્મન્! તમે યજ્ઞને ચલાવનાર, જ્યેષ્ઠ, સર્વજ્ઞ, સમગ્ર ફલને આપનાર અથવા સંપૂર્ણ ફળની ઉત્પત્તિ કરનાર, અમારી સન્મુખ આવનાર, બળવાન્, શીઘ્ર ગમન કરનાર તથા સૌને નમાવી દેનાર એવા છો તેથી સ્તુતિ લક્ષણવાળી સાધનાથી સર્વદા સંપૂર્ણ કામનાઓ માટે ઇન્દ્રને દોવો! ૫.

**अयंवेनश्चोदयत्पृश्निगर्भाज्योतिर्ज्जरायूरजसोविमाने ॥ इममपाꣳसङ्गमेसूर्य्यस्यशिशुन्नविप्प्रामतिभीरिहन्ति ॥ ६ ॥**

આ સુંદર ચન્દ્રમા જળની ઉત્પત્તિ સમયે સૂર્ય લોકમાં રહેલા જળની વૃષ્ટિ પ્રેરેછે, તે ચન્દ્રમાની વિજળીરૂપી ઓર (જરાયુ) છે. હુવે યજ્ઞના અધિષ્ઠાતા સોમ જેમ બાળકને લાડથી લડાવે તેમ સેંકડો સ્તોત્રથી સ્તુતિ કરેછે; (તે સોમનું સૂર્ય અને જળના સંગમને વખતે ગ્રહણ કરવામાં આવે છે એવું શ્રુતિવાકય છે,) એવા સોમના ગૃહપાત્રથી અસુરના પુરોહિત શુક્રના પુત્ર અર્કને માટે સોમનું ગ્રહણ કરૂં છું. ૬.

**चित्रन्देवानामुदगादनीकञ्चक्षुर्म्मित्रस्यवरुणस्याग्नेः ॥ आप्प्राद्यावापृथिवीऽअन्तरिक्षꣳसूर्य्यऽआत्त्माजगतस्तस्थुषश्च ॥ ७ ॥**

ચળકાટવાળો (આશ્ચર્યકારક) દેવોનો સૂર્યરૂપી તે-

જનો ગોળો આકાશમાં ઉદય પામ્યો છે, તે મિત્ર, વરુણ તથા અગ્નિની ચક્ષુ ( આંખ ) છે; સૂર્યે સ્વર્ગ, પૃથ્વી અને અન્તરિક્ષને પોતાના પ્રકાશથી ચોતરફ ભરી મૂક્યાં છે, તે જડ (સ્થાવર) તથા ચૈતન્ય (જંગમ) સૃષ્ટિનો આત્મા છે. ૭.

आनुऽइडाभिर्व्विदथेसुशस्तिव्विश्वानरः-
सविताद्देवऽएतु ॥ अपियथासुवानोमत्सथा-
नोव्विश्वञ्जगदभिपित्वेमनीषा ॥ ८ ॥

ઇડા ( ભક્ષણ ) થી પ્રશંસાને પાત્ર એવા યજ્ઞગૃહમાં, સર્વ નરોના હિત કરનાર સૂર્ય દેવતા પધારો. હે જરારહિત ( યુવાવસ્થાવાળા ) દેવો ! આપના નિશ્ચિત આગમન સમયે જેમ આપ સર્વની તૃપ્તિ કરો છો તેવી રીતે અમારા સર્વ જગતની અંદર પુત્ર પુત્રાદિ તથા પશુ વિગેરેથી ઇચ્છાપૂર્વક તૃપ્તિ કરો. ૮.

यदद्यकच्चवृत्रहन्नुदगाऽअभिसूर्य्य ॥ सर्व्वन्तदिन्द्रतेव्वशे ॥ ९ ॥

હે વૃત્રહન્! (મેઘના આવરણનું નિવારણ કરનાર) હે સૂર્યાત્મક દેવ ઇન્દ્ર! આ જે જે કંઈ સ્થાવર જંગમ પદાર્થો છે, તેને સન્મુખ રાખીને તમે ઉદય પામો છો અને તે સઘળું તમારે વશ છે. ૯.

तरणिर्व्विश्वदर्शतोज्योतिष्कृदसिसूर्य्य ॥
व्विश्वमाभासिरोचनम् ॥ १० ॥

હે સૂર્ય! તમે તરણિ એટલે મહામાર્ગમાં જનારા અથવા રોગથી તારનારા છો; આખા વિશ્વને જોવા લાયક અથવા આખા વિશ્વના પ્રકાશક છો. તમે સર્વ વસ્તુને પ્રકાશિત કરનારા છો; એટલે ચન્દ્રાદિને તમારૂં તેજ આપો છો, તેટલા માટે તમે સર્વ સ્થળે વ્યાપક એવા અંતરિક્ષને ચોમેરથી પ્રકાશિત કરો છો. ૧૦.

**तत्सूर्य्यस्यदेवत्वन्तन्महित्वम्मद्ध्याकर्त्तोर्वितत्ᳬसञ्जभार ॥ यदेदयुक्तहरितः सधस्थादाद्रात्रीव्वासस्तनुतेसिमस्मै ॥ ११ ॥**

તે સૂર્યની દૈવીશક્તિ છેઃ તે સૂર્યનું માહાત્મ્ય છે; તે પોતાનઃ કામની મધ્યમાં વિસ્તારેલું તેજ અસ્ત થતી વેળા પોતા તરફ પાછું ખેંચી લે છે, અને જ્યારે તે પોતાના અશ્વને રથથી છૂટા પાડેછે, ત્યારે રાત્રિ સર્વ દિશામાં પોતાનો અંધારપછેડો પાથરી દે છે. ૧૧.

**तन्मित्रस्यव्वरुणस्याभिचक्षेसूर्य्योरूपङ्कृणुतेद्योरुपस्थे ॥ अनन्तमन्यद्रुशदस्यपाजः कृष्णमन्यद्धरितःसम्भरन्ति ॥ १२ ॥**

ઉદય સમયે મિત્ર અને વરૂણ એટલે સર્વ જગતના દર્શન માટે આકાશની મધ્યે રહેલા સૂર્ય સર્વને પ્રકાશ કરનારૂં તેજ વિસ્તારે છે, વળી આ સૂર્યના કિરણો અથવા અશ્વો જગદ્વ્યાપક, અનંત તથા અંધકારનો નાશ

કરવામાં સમર્થ એવું તેજ પોતાના આગમનથી ઉત્પન્ન કરે છે. તથા રાત્રિએ તે અશ્વો અથવા કિરણો પોતે અદૃષ્ટ થઇને (ચાલ્યા જઇને) સમગ્ર જગતમાં અંધકાર ભરી મૂકે છે. ૧૨.

**बण्महाँ २ असिसूर्य्यबडादित्यमहाँ२ऽअसि ॥ महस्तेसतोमहिमापनस्यतेद्धादेवमहाँ२ऽअसि ॥ १३ ॥**

હે સૂર્ય! તમે તેજવડે અધિક છો, એ સત્ય છે; હે અદિતિપુત્ર! તમે બળથી પણ અધિક છો, તે સત્ય છે; તમે મહાન્ હોતાં તમારા મહિમાની, સ્તુતિ કરનારાઓ સ્તુતિ કરે છે. હે દેવ! તમે વીર્યથી પણ અધિક છો, એ નિઃસંશય છે. ૧૩.

**बट्सूर्य्यश्रवसामहाँ २ असिसत्रादेवमहाँ २ऽअसि ॥ मन्हादेवानामसुर्य्यः पुरोहितोविभुज्योतिरदाभ्यम ॥ १४ ॥**

હે સૂર્ય! આપ શ્રવણથી સર્વ કરતાં અધિક છો, એ સત્ય છે; હે દેવ! તમે દેવોની મધ્યે મહત્વથી મહાન્ છો, એ સત્ય છે; આપ ખરેખર અસુરોને હણનારા, દેવોને ઉપદેશ કરનારા, અને ન હણાય તેવા વ્યાપક જ્યોતી (રૂપ) છો. ૧૪.

**श्रायन्तऽइवसूर्य्यविश्वेदिन्द्रस्यभक्षत ॥ व-**

**सूंनिज्ञातेजनंमानुऽओजंसाप्पींतिंभागन्नदीं-धिम ॥ १५ ॥**

હે મનુષ્યો ! જેવી રીતે સૂર્યને આધારે રહેલાં કિરણો સૂર્યને ભજે છે, તેવી રીતે ઇન્દ્રનાં વિશ્વ (ધન)નું સેવન કરો; તે ઉત્પન્ન થએલો ઇન્દ્ર જે વસુ (ધન)ને પોતાના બળથી ઉત્પન્ન કરે છે, તે ધન પૈતૃક ભાગની પેઠે આપણે ફરી ધારણ કરીએ. ૧૫.

**अद्यादेवाऽउदितासूर्य्यस्यनिरंहंसःऽपिपृतानिरंवद्यात ॥ तन्नोंमित्रोवरुणोमामहन्तामदितिःसिन्धुःपृथिवीऽउतद्यौः ॥ १६ ॥**

હે દેવો ! પ્રકાશમાન સૂર્યકિરણો ! આજે સૂર્યોદય થતાં પ્રસરેલા તમે (રશ્મિઓ) પાપમાંથી ખેંચીને પાલન કરો; આ અમારા વચનને મિત્રાદિ છ દેવતાઓ માન આપો; એટલે (૧) દિવસના અભિમાની મિત્ર, (૨) રાત્રિના અભિમાની વરૂણ, (૩) દેવમાતા અદિતિ (૪) જલના અભિમાની સિંધુ (૫) ભૂલોકની અધિષ્ઠાત્રી પૃથ્વી અને (૬) દ્યુલોકની અધિષ્ઠાત્રી દ્યૌ એ સર્વ દેવતાઓ અમારા કથનને પાળો. ૧૬.

**आकृष्णेनरजंसावर्त्तंमानोनिवेशयंन्नमृतम्मर्त्यंञ्च॥हिरण्ययेंनसवितारथेनादेवोयांतिभुवनानिपश्यंन् ॥ १७ ॥**

સૂર્ય કૃષ્ણવર્ણના લોકમાંથી આવતા આવતા દેવ અને

મનુષ્યોને પોતપોતાના સ્થાનમાં સ્થાપતા સતા અથવા મરણરહિત પ્રાણોને અને મરણસહિત શરીરોને સ્થાપન કરતા સતા સર્વ લોકોને પ્રકાશ કરતા કરતા પોતાના સોનાના રથથી આપણીપાસે આવે છે. ૧૭.

## इति रुद्रे चतुर्थोऽध्यायः ॥ ४ ॥

એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તરવાળી રુદ્રાષ્ટાધ્યાયીનો ચોથો અધ્યાય સમ્પૂર્ણ થયો. ૪.

---

## अथ रुद्राष्टके पंचमोऽध्यायः

**॥ हरिः ॐ ॥ नमस्तेरुद्रमन्यवऽउतोतऽइषवेनमः ॥ बाहुभ्यामुततेनमः ॥ १ ॥**

હે રૂદ્ર ! તમારા ક્રોધને, તમારાં બાણને અને તમારા બંને બાહુને નમસ્કાર છે; એટલે હે દુ:ખનાશક અથવા જ્ઞાનદાતા રૂદ્ર ! તમારો ક્રોધ, બાણ અને બાહુ અમારા શત્રુવર્ગમાં પ્રસાર પામો. ૧

**यातेरुद्रशिवातनूरघोरापापकाशिनी ॥ तयानस्तन्वाशन्तमयागिरिशन्ताभिचाकशीहि ॥ २ ॥**

હે રૂદ્ર ! જે તમારી શાંત સૌમ્ય અને પુણ્યફળ આપનારી તનૂ ( કાયા ) છે, તે કલ્યાણમય તનૂથી હે

ગિરિશંત ! ( કૈલાસ પર્વતમાં રહી પ્રાણીઓને સુખ વિ-
સ્તારનારા ) અમને પ્રકાશ આપો. ૨

**यामिषुङ्गिरिशन्तहस्तेंबिभर्ष्यस्तवे॥ शि-
वाङ्गिरित्रताङ्कुरुमाहिँ॑सीः॑पुरुषञ्जगत्त ॥३॥**

હે ગિરિશંત ! તમે જે બાણને શત્રુઓપર ફેંક-
વાને હસ્ત વિષે ધારણ કર્યું છે, હે ગિરિત્ર (કૈલાસ-
ગિરિપર રહીને ભૂતોનું રક્ષણ કરનાર )! તે બાણને ક-
લ્યાણકારક કરો; અને પુરૂષ ( પુત્રપૌત્રાદિક ) તથા
જગત્ ( જંગમ )ની હિંસા કરો નહિ. ૩

**शिवेनुव्वचंसात्त्वागिरिशाच्छांव्वदामसि ॥
यथांनःसर्व्वमिज्जगंदयक्ष्मः॑सुमनाऽअसंत् ४**

હે ગિરીશ ! મંગળ વચનથી અમે આપને પ્રાપ્ત
કરવાને પ્રાર્થના કરીએ છિયે કે જેથી કરીને આ સર્વ
જગત્ નીરોગી અને સારા મનવાળું થાય. ૪

**अद्ध्यंवोचदधिवक्ताप्प्रंथमोदैव्योंभिषक्॥
अहीँश्चसर्वाञ्जम्भयन्त्सर्वाश्चयातुधान्योध-
राचीःपरांसुव ॥ ५ ॥**

અધિક કથન સ્વભાવવાળા, સર્વમાં મુખ્ય, દેવતા-
ઓને હિતકારક અને સ્મરણથી રોગનાશક એવા રૂદ્રના
કથનથી અમે સર્વથી અધિક થઈએ. હે રૂદ્ર ! આપ

સર્વે સર્પ વ્યાઘ્ર વગેરેનો નાશ કરતા સતા અધઃપ્રદેશમાં રહેનારી સમગ્ર રાક્ષસીઓને દૂર કરો. ૫

**असौयस्ताम्म्रोऽअंरुणउतबभ्रुंःसुंमङ्गलः ॥ येचैंनᳯरुद्राऽअभितोंदिक्षुश्रिताःसंहस्रशोवैंषाᳯहेडंऽईमहे ॥ ६ ॥**

આજે રવિરૂપ રૂદ્ર ઉદયકાળે અત્યંત રક્ત, અસ્ત કાળે રક્ત અને તે શિવાયના સમયમાં પીતવર્ણનો છે, અને જે મંગળસ્વરૂપ છે, તેની આસપાસ જે હજારો કિરણોરૂપી રૂદ્રો દિશાઓમાં વ્યાપ્ત છે, તે રૂદ્રોના ક્રોધને અમે નિવારીએ છિયે. ૬

**असौयोंवसर्प्पंतिनीलंग्ग्रीवोविलोंहितंः ॥ उतैनंगोपाऽअंदृश्रन्नदृश्रन्नुदहार्य्यंःसदृष्टोमृंडयातिनंः ॥ ७ ॥**

આ જે નીલ ગ્રીવાવાળો રક્તવર્ણનો રૂદ્ર ઉદયાસ્ત કરતો નિરંતર ગમન કરે છે, જેનું ગોવાળીઆઓ અને પાણી ભરનારીઓ એટલે વેદોક્ત સંસ્કારવગરનાં સ્ત્રી પુરૂષો દર્શન કરે છે, તે દૃશ્યમાન સૂર્ય અમને સર્વને સુખી કરો. ૭

**नमोंस्तुनीलंग्ग्रीवायसहस्राक्षायंमीढुषे ॥ अथोयेऽअंस्यसत्वांनोहन्तेभ्योंकरन्नमंः॥८॥**

નીલગ્રીવાવાળા, સહસ્ર નેત્રવાળા, અને વૃષ્ટિ કર-

નારા ( પર્જન્યરૂપ ) રૂદ્રને નમસ્કાર હો ! તે રૂદ્રના ભૃત્યવર્ગને પણ હું નમસ્કાર કરૂં છું. ૮

**प्रमुंञ्चधन्वंनस्त्वमुभयोरात्त्न्योंर्ज्यांम् ॥**
**याश्चंतेहस्तऽइषंवुऽपरातांभगवोव्वप ॥ ९ ॥**

હે ભગવન્ ! છ પ્રકારના ઐશ્વર્યયુક્ત રૂદ્ર ! આપ ધનુષ્‌ની બંને કોટિપર ચડેલી દોરીને છોડી મૂકો, અને જે તમારા હાથમાં બાણ છે, તેને દૂર ફેંકો. ૯

**विज्ज्यन्धनुं÷कपर्द्दिनोव्विशंल्ल्योबाणंवाँ २ उत ॥ अनेंशन्नस्ययाऽइषंवऽआभुरंस्यनिषङ्गधिः ॥ १० ॥**

કપર્દી ( જટાવાળા ) રૂદ્રનું ધનુષ્ દોરી રહિત થાઓ; તેમનું બાણવાળું ભાથું ધારવગરના બાણવાળું થાઓ; તેમનાં બાણો નાશ પામો; અને તેમનું મિયાન ખડ્ગરહિત થાઓ. ૧૦

**यातें । हेतिर्म्मीढुष्टमहस्तेंबभूवंतेधनुं÷ ॥**
**तयास्म्मान्विश्वतस्त्वमंयक्ष्मयापरिंभुज ॥११**

હે વૃષ્ટિ કરનારા રૂદ્ર ! આપના હાથમાં જે ધનુષ્‌રૂપી આયુધ છે, તે ક્ષયરહિત ( દૃઢ ) આયુધથી અમારૂં ચોમેરથી રક્ષણ કરો. ૧૧

**परिंतेधन्वंनोहेतिरस्मान्वृंणक्तुव्विश्वतं÷ ॥**
**अथोयऽइंषुधिस्तवारेऽअस्म्मन्निधेंहितम् १२**

હે રૂદ્ર ! આપનું ધનુષ્રૂપી આયુધ અમોને ચો-
મરેથી તજીદ્યો—હણો નહિ; વળી આપનું ભાથું અમા-
રાથી દૂર રાખો. ૧૨

**अवतत्यधनुष्ट्वᳫसहस्राक्षशतेषुधे ॥ निशीर्य्यशल्यानाम्मुखाशिवोनᳫसुमनाभव ॥१३**

હે સહસ્રનેત્રવાળા અને સો ભાથાંવાળા રૂદ્ર ! તમે
ધનુષને દોરીરહિત કરીને અને બાણોની ધારો ભાંગી
નાખીને, અમારાપ્રત્યે શાંત અને સારા મનવાળા
થાઓ. ૧૩

**नमस्तऽआयुधायानाततायधृष्णवे ॥ उभाब्भ्यामुततेनमोबाहुब्भ्यान्तवधन्वने ॥१४**

હે રૂદ્ર ! ધનુષ્ ઉપર નહિ ચડાવેલા અને શત્રુ-
ઓને હણવામાં બળવાન્ તમારા આયુધને, તમારા
બંને બાહુને અને તમારાં ધનુષને નમસ્કાર છે. ૧૪

**मानोमहान्तमुतमानोऽअब्भ्कम्मानऽउक्षन्तमुतमानᳫऽउक्षितम् ॥ मानोव्वधीᳫपितरम्मोतमातरम्मानᳫप्प्रियास्तन्वोरुद्ररीरिषᳫ ॥ १५ ॥**

હે રૂદ્ર ! તમે અમારા વૃદ્ધોને, અમારાં બાળકને,
અમારા ગર્ભસ્થ જીવને, અમારા પિતાને, અમારી

માતાને, અમારી પ્રિયાને અને અમારાં શરીરને ( પુત્ર પૌત્રાદિકને ) મારશો નહિ. ૧૫

**मानस्तोके । तनयेमानऽआयुषिमानो-गोषुमानोऽअश्वेषुरीरिषः ॥ मानोव्वीरान्रुद्र-भामिनोव्वधीर्हविष्मन्तःसदमित्त्वाहवामहे**

હે રૂદ્ર ! તમે અમારા પુત્રને તથા પૌત્રને હણો નહિ, અમારા આયુષ્‌ને હણો નહિ, અમારી ગાયને તથા અશ્વોને હણો નહિ, અને અમારા ક્રોધયુક્ત વીરોને હણો નહિ. અમે હવિષ્ યુક્ત થઇને હમેશાં તમને યજન માટે બોલાવીએ છિયે. ૧૬

**नमोहिरण्यबाहवे । सेनान्येदिशाञ्चपत-येनमोनमोव्वृक्षेब्भ्योहरिकेशेब्भ्यः पशूना-म्पतयेनमोनमः शष्पिञ्जरायत्त्विषीमतेप-थीनाम्पतयेनमोनमोहरिकेशायोपवीतिने-पुष्टानाम्पतयेनमोनमोबब्भ्लुशाय ॥ १७ ॥**

આભરણરૂપી બાહુવાળા સેનાના તથા દિશાના અધિપતિને, લીલાં પર્ણરૂપી કેશવાળાં વૃક્ષોને, પશુઓના પતિને, ઘાસ સરખા પીતવર્ણના, પ્રકાશવાળા માર્ગના અધિપતિને, અને લીલા કેશવાળા, ઉપવીતવાળા, પુષ્ટ ( ગુણપૂર્વ–મનુષ્ય ) ના પતિને નમસ્કાર છે. ૧૭

**नमोबब्भ्लुशाय । व्व्याधिनेन्नानाम्पतये-**

**नमोनमोभुवस्यहेत्त्यैजगंताम्पतंयेनमोनमो-रुद्रायांततायिनेक्षेत्राणाम्पतंयेनमोनमः सूतायाहंन्त्यैव्वनानाम्पतंयेनमोनमोरोहिंताय १८**

કપિલવર્ણવાળા અથવા વૃષભ ઉપર શયન કરનારા, શત્રુને વિંધનારા, અંનના પાલકને, સંસારના આયુધ (નિવર્ત્તક)ને, જગતના પતિને, ઉદ્યત આયુધવાળા ક્ષેત્રના પતિને, નહિ હણનારા સારથિને અને વનના પતિને નમસ્કાર છે.૧૮

**नमोरोहिंताय । स्थपतंयेव्वृक्षाणाम्पतंये-नमोनमोभुवन्तयेंव्वारिवस्कृतायौषंधीनाम्प-तंयेनमोनमोमन्त्रिणेंव्वाणिजायकक्षाणाम्पतं-येनमोनमऽउच्चैर्घोषायाक्रन्दयंतेपत्तीना-म्पतंयेनमोनमः कृत्स्नायतया ॥ १९ ॥**

રક્તવર્ણના વિશ્વકર્માને, વૃક્ષોના પતિને, ભૂમંડલનો વિસ્તાર કરનારા, ભોગ્યવસ્તુને ઉત્પન્ન કરનારા, ઔષધીઓના પાલકને, મંત્રી (જોવામાં કુશળ) ને, વણિકને, લતાઓના પાલકને, અને ઊંચા ઘોષવાળા શત્રુઓને રડાવનારા પત્તિ[1] (સેના) ના પતિને નમસ્કાર છે. ૧૯

**नमः कृत्स्नायतया । धावंतेसत्त्वनाम्पतं-**

---

૧. એક રથ, એક હાથી, ત્રણ અશ્વ અને પાંચ પાળા જેમાં હોય તેવી સેનાને પત્તિ કહે છે.

येनमोनमुᳪसहमानायनिव्याधिनऽ आव्याधिनीनाम्पतयेनमोनमोनिषङ्गिणेककुभायस्तेनानाम्पतयेनमोनमोनिचेरवेपरिचरायारण्यानाम्पतयेनमोनमोवञ्चते ॥ २० ॥

સમગ્ર ધનુષ્ જેણે વિસ્તારેલું છે એવા, તથા દોડનારા શરણાગત પ્રાણીઓના પાલકને, શત્રુનો પરાભવ કરનારા, શત્રુને વીંધનારા શૂરસેનાના પતિને, ખડ્ગવાળા મહાન્ ચોરના પતિને અને નિરંતર ફરનારા, સર્વત્ર વિચરનારા વનના પતિને નમસ્કાર છે. ૨૦.

नमोवञ्चते । परिवञ्चतेस्तायूनाम्पतयेनमोनमोनिषङ्गिणऽ इषुधिमतेतस्कराणाम्पतयेनमोनमः सृकायिभ्योजिघांᳪसद्भ्योमुष्णताम्पतयेनमोनमोसिमद्भ्योनक्तञ्चरद्भ्योविकृन्तानाम्पतयेनमः ॥ २१ ॥

વંચના કરનારા, સર્વત્ર પરિવંચના કરનારા, ચોરના અધિપતિને; ખડ્ગ ધારણ કરનારા, ભાથાંવાળા પ્રકટ ચોરોના પતિને; વજ્ર સાથે ગમન કરનારા, શત્રુઓને હણવાની ઇચ્છાવાળા રૂદ્રને; ધાન્યચોરના પતિને અને ખડ્ગધારી, રાત્રે ફરનારા, મારી કાપીને હરણ કરનારા-( લૂંટારા )ના પતિને નમસ્કાર છે. ૨૧.

नमऽउष्णीषिणे । गिरिचरायकुलुञ्चानां-

स्पतयेनमोनमऽइषुमद्भ्योधन्वायिभ्यश्चवोनमोनमऽआतन्वानेभ्यः प्रतिदधानेभ्यश्चवोनमोनमऽआयच्छद्भ्योस्यद्भ्यश्चवोनमोनमोविसृजद्भ्यः ॥ २२ ॥

માથે પાઘડી વીંટીને વટેમાર્ગુઓનાં વસ્ત્રાદિ હરવાને પર્વતમાં ફરનારા રૂદ્રને, ભૂમિને હરનારા રૂદ્રને, બાણુવાળા અને ધનુષ્ધારી રૂદ્રને, જ્યા (ધનુષ્ની દોરી) ઉપર ધનુષ્ ચડાવનારા અને બાણને ધનુષ્માં સંધાન કરનારા રૂદ્રને અને ધનુષ્ને ખેંચીને ફેંકનારા રૂદ્રને નમસ્કાર છે. ૨૨.

नमोविसृजद्भ्यो। विद्ध्यद्भ्यश्चवोनमोनमः स्वपद्भ्योजाग्रद्भ्यश्चवोनमोनमः शयानेभ्यऽ आसीनेभ्यश्चवोनमोनमस्तिष्ठद्भ्योधावद्भ्यश्चवोनमोनमः सभाभ्यः ॥ २३ ॥

શત્રુઓપર બાણ છોડનારા તથા વીંધનારાને, ઊંઘતા તથા જાગતા, સૂતા તથા બેઠલા, અને ઉભા રહેલા તથા દોડતા રૂદ્રને નમસ્કાર છે. ૨૩

नमः सभाभ्यः । सभापतिभ्यश्चवोनमोनमोश्वेभ्योश्वपतिभ्यश्चवोनमोनमऽआव्याधिनीभ्योविविद्ध्यन्तीभ्यश्चवोनमो-

**नम॒ऽ उगणाभ्यस्तृ॒ꣳहतीभ्यश्च॒वो॒नम॒ोन- मोगणेभ्य॑ः ॥ २४ ॥**

સભાઓને તથા સભાપતિઓને, અશ્વોને તથા અશ્વપતિને, ચોમરેથી વિંધન કરનારી સેનાઓને તથા વિશેષ વિંધન ( પ્રહાર ) કરનારી સેનાઓને, અને ઉ- ત્કૃષ્ટ ગણોવાળી હનન કરનારી દેવીઓ( માતાઓ )ને નમસ્કાર છે. ૨૪

**नमोगणेभ्यो । गणपतिभ्यश्च॒वो॒नम॒ो- नम॒ोव्रातेभ्यो॒व्रातपतिभ्यश्च॒वो॒नम॒ोनम॒ोगृ- त्सेभ्यो॒गृत्सपतिभ्यश्च॒वो॒नम॒ोनम॒ोव्विरूपे- भ्यो॒व्विश्वरूपेभ्यश्च॒वो॒नम॒ोनम॒ꣳसेनाभ्यꣳ ॥ २५ ॥**

ગણોને તથા ગણપતિઓને, સંઘોને તથા સંઘપ- તિઓને, વિષય લંપટના પતિને અને વિરૂપ તથા વિવિધ રૂપવાળાના પતિને નમસ્કાર છે. ૨૫

**नम॒ꣳसेनाभ्यः ॥ सेनानिभ्यश्च॒वो॒नम॒ो- नमोरथिभ्योऽअर॒थेभ्यश्च॒वो॒नम॒ोनम॑ः क्षत्तृभ्य॑ः सङ्गृहीतृभ्यश्च॒वो॒नम॒ोनमोम॒ह- द्भ्योऽअर्भकेभ्यश्च॒वो॒नम॑ः ॥ २६ ॥**

સેનાઓને તથા સેનાપતિઓને, રથવાળાને તથા

રથરહિતને, રથના અધિષ્ઠાતાને સારથિઓને, અને જાતિ વિદ્યાદિથી અધિક મહાનને તથા પ્રમાણાદિથી અલ્પ બાળકને નમસ્કાર છે. ૨૬.

**નમ॒स्तक्ष॑भ्यो । रथकारेभ्य॑श्च वो॒नमो॒नमः॒ कुलालेभ्यः॑ कुर्मारेभ्य॑श्च वो॒नमो॒नमो॒ निषादेभ्यः॑ पुञ्जिष्ठेभ्य॑श्च वो॒नमो॒नमः॑ श्व॒निभ्यो॑ मृगयुभ्य॑श्च वो॒नमो॒नमः॒ श्वभ्यः॑ २७**

સુતારને તથા રથકારને, કુંભારને તથા લોહારને, ભિલ્લોને તથા પક્ષી મારનારને અને કૂતરાં પાળનારા તથા શિકારીઓને નમસ્કાર છે. ૨૭.

**नम॒ ऽश्वभ्य॒ऽ । श्वप॑तिभ्य॑श्च वो॒नमो॒नमो॑ भवाय॑च रु॒द्राय॑च॒नमः॑ श॒र्वाय॑च पशु॒पत॑ये च॒न॒मो॒ नील॑ग्रीवाय च शिति॒कण्ठा॑य च॒नमः॑ कप॒र्द्दिने ॥ २८ ॥**

શ્વાનોને તથા શ્વાનના પતિને, ભવ, રૂદ્ર, શર્વ તથા પશુપતિને, નીલગ્રીવાવાળા તથા શ્વેત કંઠવાળાને નમસ્કાર છે. ૨૮.

**नमः॑ कप॒र्द्दिने । च॒व्युप्तकेशाय च॒नमः॑ सहस्राक्षाय॑ च शत॒धन्वने च॒नमो॑ गिरिश॒याय॑-**

**चशिपिविष्टायचनमोमीढुष्टमायचेषुमतेचनमो-ह्रस्वाय ॥ २९ ॥**

જટાવાળા તથા મુંડિત કેશવાળાને, સહસ્ર નેત્રવાળા તથા સો ધનુષ્‌વાળાને, પર્વતમાં શયન કરનારા તથા વિષ્ણુસ્વરૂપને અને પર્જન્યરૂપ તથા બાણવાળા રૂદ્રને નમસ્કાર છે. ૨૯.

**नमो-ह्रस्वाय । चव्वामनायचनमोबृहतेचव्वर्षीयसेचनमोवृद्धायचसवृधेचनमोग्र्यायचप्प्रथमायचनमऽआशवे ॥ ३० ॥**

અલ્પ શરીરવાળા, ટુંકા અવયવવાળા, મોટા, ઘણાં વર્ષવાળા, વૃદ્ધ, પંડિતો સાથે ફરનારા, જગતના આદિ અને સર્વત્ર પ્રથમ એવા રૂદ્રને નમસ્કાર છે ૩૦.

**नमऽआशवे । चाजिरायचनमऽशीघ्र्यायचशीभ्यायचनमऽऊर्म्म्यायचावस्वन्यायचनमोनादेयायचद्वीप्प्यायच ॥ ३१ ॥**

જગતમાં વ્યાપક, ગમન કરનારા, શીઘ્ર વેગવાળી વસ્તુમાં રહેનારા, આત્મશ્લાઘી કિંવા જલ પ્રવાહમાં રહેનારા, ઉર્મીમાં રહેનારા, સ્થિરજલ કિંવા ખાડા ખાબોચિયાંમાં રહેનારા, નદીમાં તથા દ્વીપમાં રહેનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૧.

**नमो॑ ज्येष्ठाय॑ । चकनिष्ठाय॑च॒नम॑÷पूर्व॒ज-
जाय॑चापर॒जाय॑च॒नमो॑मध्य॒माय॑चापगल्भा-
य॑च॒नमो॑जघन्या॒यचबुध्न्या॒यच॒नम॒ऽसोभ्या॑-
य ॥ ३२ ॥**

જ્યેષ્ઠ તથા કનિષ્ઠને, પૂર્વ ( હિરણ્યગર્ભરૂપે ) ઉત્પન્ન થયેલા, અને પશ્ચાત્ ( કાલાગ્નિ સ્વરૂપે ) ઉત્પન્ન થયેલા, મધ્યમ તથા પ્રગલ્ભતારહિત રૂદ્રને અને પશ્ચાદ્ભાગમાં તથા વૃક્ષાદિના મૂળમાં ઉત્પન્ન થયેલા રૂદ્રને નમસ્કાર છે. ૩૨.

**नम॒ऽसोभ्या॑य । चप्प्रतिस॒र्य्या॑यच॒नमो॒-
याम्म्या॑यच॒क्षेम्म्या॑यच॒नम॒ऽश्लोक्या॑यचावसा॒-
न्या॒यच॒नम॑ऽउर्व॒र्य्या॑यच॒खल्या॑यच॒नमो॒व-
न्या॑य ॥ ३३ ॥**

ગંધર્વ નગરમાં રહેનારા અથવા પુણ્ય પાપ ઉભયસહિત, વિવાહોચિત હસ્તસૂત્ર અથવા અભિચારમાં વર્ત્તમાન, પાપીઓને દુ:ખદાયક, કુશલમાં રહેનારા, વૈદિક મંત્રોમાં રહેલા, અવસાનમાં અથવા વેદાંતમાં વર્ત્તમાન અને અનાજ ઉગેલી ભૂમિમાં અને ખળામાં રહેનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૩.

**नमो॒वन्न्या॑य । च॒कक्ष्या॑यच॒नम॑÷श्रवा-**

**यंचप्प्रतिश्श्रवायंचनमऽआशुषेणायचाशुरंथाय चनमऽ शूरांयचावभेदिनेंचनमोंबिल्मिने ॥ ३४ ॥**

વન અથવા જળમાં વ્યાપક, તૃણમાં રહેલા, ધ્વનિ તથા પ્રતિધ્વનિરૂપ, શીઘ્ર સેનાવાળા તથા શીઘ્ર રથવાળા, શૂરા તથા શત્રુને ભેદનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૪.

**नमोंबिल्मिनें । चकवचिनेंचनमोंवर्म्मिणेंचवरूथिनेंचनमंःश्रुतायंचश्रुतसेनायंचनमोंदुंदुभ्यायचाहनन्यायचनमोंधृष्णवें ॥**

મસ્તકપર ટોપો પહેરનારા, કવચ તથા બખતર ધારણ કરનારા, વરૂથ (રથને ઢાંકવાનું વસ્ત્ર)વાળા, સ્વયં-પ્રખ્યાત, પ્રખ્યાત સેનાવાળા, દુંદુભીઓમાં રહેનારા, અને વગાડવાના દંડમાં રહેનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૫

**नमोंधृष्णवें । चप्प्रमृशायंचनमोंनिषङ्गिणेंचेषुधिमतेंचनमंस्तीक्ष्णेषंवेचायुधिनेंचनमंःस्वायुधायंचसुधन्वंनेच ॥ ३६ ॥**

પ્રગલ્ભતાવાળા, પંડિત, ખડ્ગધારી, ભાથાંવાળા તીક્ષ્ણ બાણવાળા, આયુધોવાળા, સુંદર આયુધ ( ત્રિ-

શૂળ ) ધારનારા, અને સુંદર પિનાક ધનુષ ધારણ કરનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૬.

**नमः स्त्रुत्याय । च पत्थ्याय च नमः काट्याय च नीप्याय च नमः कुल्याय च सरस्याय च नमो नादेयाय च वैशन्ताय च नमः कूप्याय ॥३७**

હલકો પ્રવાહ, શૂદ્રમાર્ગ, મોટા માર્ગ, વિષમમાર્ગ પર્વતના અધોભાગ, કૃત્રિમ નદી અથવા દેહ, તળાવ, નદી અને નાનાં તળાવડાંમાં રહેનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૭.

**नमः कूप्याय । चावट्याय च नमो वीध्र्याय चातप्याय च नमो मेघ्याय च विद्युत्याय च नमो वर्ष्याय चावर्ष्याय च नमो वात्याय ॥ ३८ ॥**

કૂવો, ખાડો, નિર્મળ શરદ્ ઋતુનો મેઘ, તડકો, વાદળાં, વિદ્યુત, વૃષ્ટિ, અને વૃષ્ટિના અભાવમાં રહેનારા રૂદ્રને નમસ્કાર છે. ૩૮.

**नमो वात्याय । च रेष्म्याय च नमो वास्तव्याय च वास्तुपाय च नमः सोमाय च रुद्राय च नमस्ताम्राय चारुणाय च नमः शङ्गवे ॥ ३९ ॥**

વાયુ, પ્રલયકાળ તથા ગૃહભૂમિમાં રહેનારા, ગૃહપાલક, ઉમાસહિત, દુઃખ નાશક, ઉદય સમયે તામ્ર

વર્ણના અને ઉદય પછી અરૂણ વર્ણના રૂદ્રને નમસ્કાર છે. ૩૯.

**नमः॑ शङ्गवे॑ ॥ चपशुपत॑येचुनम॑ऽ उग्रा-य॑चभीमाय॑चुनमो॑ग्ग्रेवुधाय॑चदूरेवुधाय॑चुन-मो॑हुन्त्रेचुहनी॑यसेचुनमो॑वृक्षेभ्यो॑हरि॑केशे-भ्यो॑नमः॑स्तुाराय॑ ॥ ४० ॥**

સુખ આપનારા અથવા સુખરૂપ, વેદરૂપી વાણી-વાળા, પશુના પતિ, ઉગ્ર, ભયંકર, આગળ રહીને હણ-નારા, દૂરથી હણનારા, મારનારા, અત્યંત મારનારા, લી-લા પર્ણરૂપી કેશવાળા, વૃક્ષ (કલ્પતરૂ) રૂપ, અને સંસારમાંથી તારનારા રૂદ્રને નમસ્કાર છે. ૪૦.

**नमः॑ शम्भवाय॑ । चमयोभुवाय॑चुनमः॑ शङ्कराय॑चमयस्करुाय॑चुनमः॑ शिवाय॑चशि-वत॑रायच ॥ ४१ ॥**

સુખરૂપ, સંસારસુખ દેનારા, લૌકિકસુખ કર-નારા, મોક્ષસુખ કરનારા, કલ્યાણરૂપ અને ભકતોને નિષ્પાપ કરનારા રૂદ્રને નમસ્કાર છે. ૪૧.

**नमुः॑ पार्य्या॑य । चावुार्य्या॑यचुनमः॑ प्रुतर॑-णायचुोत्तर॑णायचुनमुस्तीर्त्थ्या॑यचकूल्या॑यचु-नमुः॑ शष्प्या॑यचुफेन्न्या॑यचुनमः॑ सिकुत्त्या॑यचु-नमः॑ ॥ ४२ ॥**

સંસાર સાગરને તીરે ( જીવન મુક્ત સ્વરૂપે ) રહેલા અને સંસારમાં ( સંસારીપણે ) રહેતા, પાપ તરવાના હેતુ, તત્વજ્ઞાનથી સંસાર તરવાના હેતુ, તીર્થ, તટ, બાલતૃણ અને ફીણમાં વર્તમાન રૂદ્રને નમસ્કાર છે. ૪૨.

**नमः॑ सिक॒त्या॑य । च प्रवा॒ह्या॑य च॒ नमः॑ कि॒ꣳशि॒ला॑य च क्ष॒य॒णाय॑ च॒ नमः॑ कप॒र्दिने॑ च पु॒लस्तये॑ च॒ नमः॑ इरि॒ण्या॑य च प्रप॒थ्या॑य च॒ नमो॒ व्रज्या॑य ॥ ४३ ॥**

રેતી, પ્રવાહ, કાંકરા અને સ્થિરજલ પ્રદેશમાં વર્તમાન, જટાવાળા, અગ્રમાં રહેલા, ઉષર ( ખારા ) પ્રદેશમાં અને મોટા માર્ગોમાં વર્તમાન રૂદ્રને નમસ્કાર છે.૪૩.

**नमो॒ व्रज्या॑य । च॒ गोष्ठ्या॑य च॒ नम॒स्तल्प्या॑य च॒ गेह्या॑य च॒ नमो॑ हृद॒य्या॑य च निवे॒ष्प्या॑य च॒ नमः॒ काट्या॑य च गह्वरे॒ष्ठाय॑ च॒ नमः॒ शुष्क्या॑य ४४**

વ્રજ ( ગોસમૂહ ), ગોષ્ઠ ( ગોંદરો ), શય્યા, ગૃહ, હૃદય, જલમાં થતી ભમરી અથવા જળ, ગહન માર્ગ અને પર્વતની ગુફામાં રહેનારા રૂદ્રને નમસ્કાર છે. ૪૪.

**नमः॒ शुष्क्या॑य । च हरि॒त्या॑य च॒ नमः॑ पाꣳसव्या॑य च रज॒स्या॑य च॒ नमो॒ लोप्या॑य चोल॒प्या॑य च॒ नमः ऊर्व्या॑य च सूर्व्या॑य च नमः॑ प॒र्ण्या॑य ४५**

શુષ્ક ( કાષ્ઠાદિ )માં, લીલાં ( વૃક્ષ લતા )માં, ધૂળમાં, રજ ( પરાગ અને રજો ગુણ )માં, માર્ગ, તૃણ, પૃથ્વી અને કલ્પાગ્નિમાં વર્તમાન રૂદ્રને નમસ્કાર છે. ૪૫.

**नमः पुर्णार्य । चपर्णशुदायचनमऽउद्गुर-माणायचाभिघ्नुतेचनमऽआखिदुतेचप्र-खिदुतेचनमइषुकृद्भ्योधनुष्कृद्भ्यश्चवोनमोन-मोवः किरिकेभ्योदेवानाᳲ हृदयेभ्योनमो-विचिन्वुत्केभ्योनमोविक्षीणुत्केभ्योनमऽ-आनिर्हृतेभ्यः ॥ ४६ ॥**

પર્ણ અને પર્ણ ભૂમિમાં રહેલા, ઉદ્યમી, શત્રુનાશક, અભકતોને સામાન્ય અથવા વિશેષ ખેદદાયક અને બાણ તથા ધનુષ્ કરનારા રૂદ્રને નમસ્કાર છે. ( આ પ્રમાણે રૂદ્રનું સર્વાંતર્યામિત્વ કહીને હવેથી રૂદ્રમાં પ્રધાનભૂત અગ્નિ, વાયુ અને સૂર્યના મંત્રો કહેવામાં આવે છે. ) વૃષ્ટિદ્વારા જગતને હિતકારક, ધર્મિષ્ઠ અને પાપિષ્ઠનું પૃથક્કરણ કરનારા, પાપનાશક અને સૃષ્ટિની આદિમાં પ્રકટ થયેલા રૂદ્રના હૃદયવત્ પ્રધાનભૂત, અગ્નિ, વાયુ અને સૂર્યને નમસ્કાર છે. ૪૬.

**द्रापेऽअन्धसस्पतेदरिद्रंनीलंलोहित । आसाम्प्रजानामेषाम्पशूनाम्माभेर्म्मारो-ङ्मोचनःकिञ्चनाममत् ॥ ४७ ॥**

હે પાપીઓને દુઃખ દેનારા, સોમના પતિ, અદ્વૈત, નીલકંઠ, રક્તવર્ણ રૂદ્ર! અમારી પ્રજાને અને આ પશુઓને ભય આપો નહિ; તેનો નાશ કરો નહિ; વળી અમારાં દ્વિપદ (માણસો) કે ચતુષ્પદ (પશુઓ) ને રોગગ્રસ્ત કરો નહિ. ૪૭.

**इमारुद्रार्य । तवसेंकपर्द्दिनेंक्षयद्वींरायप्प्र-भंरामहेमुतीः ॥ यथाशमसंद्विपदेचतुंष्प्पदे-व्विश्श्वंम्पुष्टङ्ग्रामेंऽअस्मिन्नंनातुरम ॥ ४८ ॥**

અમે અમારી બુદ્ધિ, મહાન્ બળવાન્, જટાવાળા વીરોના નિવાસરૂપ શ્રી રૂદ્રને અર્પણ કરીએ છિયે:— રૂદ્રને સ્મરીએ છિયે; જેથી કરીને પુત્રાદિ અને પશુ સુખી થાય, તેમજ આ નિવાસમાં સર્વે પ્રાણીઓઉપદ્રવ રહિત થાય. ૪૮.

**यातें । रुद्रशिवातनूःशिवाव्विश्श्वाहंभेषुजी ॥ शिवारुद्रस्यंभेषजीतयांनोमृडजीवसें ॥**

હે રૂદ્ર! આપની આ જે કલ્યાણરૂપ, સર્વદા કલ્યાણકારક, ઔષધી રૂપી તનૂ (કાયા) છે, તે તનૂથી શારીરિક વ્યાધિમાંથી અમને જીવાડવાને સુખ આપો. ૪૯.

**परिंनोरुद्रस्यंहेतिर्व्वृणक्तुपरिंत्त्वेषस्यंदुर्म्मुतिरंघायोः॥ अवंस्त्थिरामुघवंद्भ्यस्तनुष्ष्वमीढ्वस्तोकायुतनंयायमृड ॥ ५० ॥**

શિવનું આયુધ અમોને ચોમેરથી તજી દ્યો—હણો નહિ; દ્રોહ કરાવનાર ક્રોધની દુષ્ટમતિ અમને તજી દ્યો; હે કામપૂરક! યજમાનોના ભયની નિવૃત્તિમાટે તમારાં ધનુષો દોરી રહિત કરો, અને અમારા પુત્રપૌત્રને સુખ આપો. ૫૦.

**मीढुंष्टमशिवंतम । शिवोनंःसुमनाभव ॥**
**परमेवृक्षऽआयुंधन्निधायकृत्तिंव्वसांनऽआचं-**
**रपिनांकम्बिभ्रदागंहि ॥ ५१ ॥**

હે કામ વર્ષક! અત્યંત કલ્યાણકારી શંકર! અમારા પ્રત્યે શાંત અને પ્રસન્ન ચિત્તવાળા થાઓ, અને દૂરસ્થ ઊંચા વૃક્ષ ઉપર આયુધને મૂકીને કૃત્તિ (ચર્મ) પહેરીને આવો; વળી પિનાકને ધારણ કરીને આવો. ૫૧.

**व्विकिरिद्रविलोंहितनमंस्तेऽअस्तुभगवः ।**
**यास्तेंसहस्रंꣳहेतयोन्न्यमस्म्मन्निवंपन्तुताꣳ ॥**

હે ઉપદ્રવનાશક, પાપરહિત ભગવન્! આપને નમસ્કાર છે. આપનાં હજારો આયુધો અમારાથી અન્યનો નાશ કરો. ૫૨

**सहस्राणिसहस्रशोबाह्वोस्तवंहेतयंः ॥**
**तासामीशानोभगवꣳपराचीनामुखांकृधि ॥**

હે ભગવન્! આપને સહસ્ર બાહુ અને સહસ્ર આયુધો છે, આપ જગતના નાથ છો, તેથી તે આયુધોને મારાથી પરાઙ્મુખ (વિમુખ) કરો. ૫૩

असंङ्ख्यातासुहस्राणि । येरुद्राऽअधि-
भूम्याम् ॥ तेषांᳪंसहस्रयोजुनेवुधन्वानित-
न्मसि ॥ ५४ ॥

પૃથ્વી ઉપર જે અસંખ્ય હુજારો રૂદ્ર છે, તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરી રહિત કરીને હુજાર યોજન દૂર ફેં-કીયે છિયે. ૫૪.

अुस्मिन्नमहुत्त्यर्णुवुन्तारिक्षेभुवाऽअधि ॥
तेषांᳪंसहस्रयोजुनेवुधन्वानितन्नमसि ॥५५॥

આ વિશાળ જળવાળા અંતરિક્ષમાં રહેલા જે રૂદ્ર છે, તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરી રહિત કરીને હુજાર યોજન દૂર ફેંકીએ છિયે. ૫૫.

नीलंग्ग्रीवाःशितिकण्ठादिवंᳪरुद्राऽउप-
श्श्रिताः ॥ तेषांᳪंसहस्रयोजुनेवुधन्वानित-
न्मसि ॥ ५६ ॥

નીલગ્રીવાવાળા અને શ્વેત કંઠવાળા જે રૂદ્રો સ્વ-ર્ગમાં રહેલા છે, તે રૂદ્રોનાં ધનુષો અમે દોરી રહિત ક-રીને હુજાર યોજન દૂર ફેંકીયે છિયે. ૫૬

नीलंग्ग्रीवाःशितिकण्ठाःशुर्व्वाअुधःक्षमा-
चुराः ॥ तेषांᳪंसहस्रयोजुनेवुधन्वानित-
न्मसि ॥ ५७ ॥

નીલગ્રીવાવાળા ને શ્વેત કંઠવાળા જે રૂદ્રો પૃથ્વીના અધઃ પ્રદેશ ( પાતાળ ) માં રહેલા છે, તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરી રહિત કરીને હજાર યોજન દૂર ફેંકીએ છિયે. ૫૭.

**યેવૃક્ષેષુ । શષ્પિઞ્જરાનીલગ્ગ્રીવાવ્વિલોહિતાઽ ॥ તેષાᳬंसहस्रयोजनेवधन्वांनितन्नमसि ॥ ५८ ॥**

જે રૂદ્રો બાલતૃણસરખા લીલા વર્ણના, કૃષ્ણગ્રીવાવાળા અને કેટલાક રક્ત વર્ણના વૃક્ષોમાં રહેલા છે, તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરીરહિત કરીને સહસ્ર યોજન દૂર ફેંકીએ છિયે. ૫૮.

**યેભૂતાનામધિપતયોવ્વિશિખાસઃકપર્દ્દિનઃ ॥ તેષાᳬंसहस्रयोजनेवधन्वांनितन्नमसि ॥ ५९ ॥**

જે ભૂતોના અધિપતિ અને શિખા રહિત છે, અને જે કેટલાક જટાવાળા છે,તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરીરહિત કરીને સહસ્ર યોજન દૂર ફેંકીયે છિયે. ૫૯.

**યેપથામ્પથિરક્ષંયऽએલબૃદાઆયુર્ય્યુધઃ ॥ તેષાᳬंसहस्रयोजनेवधन्वांनितन्नमसि ॥६०॥**

જે રૂદ્રો લૌકિક તથા વૈદિક માર્ગોના અધિપતિ તેમજ અન્ય માર્ગોના રક્ષક છે, જે પૃથ્વી સંબંધી અંનને

ધારણ કરનારા છે, અને જે આયુષ્યની સાથે યુદ્ધ કરનારા છે, તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરીરહિત કરીને સહસ્ર યોજન દૂર ફેંકીએ છિયે. ૬૦.

**येतीर्थानि । प्प्रचरन्तिसृकाहस्तानिषङ्गिणः ॥ तेषांᳩसहस्रयोजनेवधन्वानितन्नमसि ॥ ६१ ॥**

જે આયુધને હસ્તમાં ધારણ કરનારા ખડ્ગધારી રૂદ્રો તીર્થોમાં પ્રયાગ કાશી આદિમાં ફરે છે, તે રૂદ્રોનાં ધનુષોને અમે દોરી રહિત કરીને સહસ્ર યોજન દૂર ફેંકીયે છિયે. ૬૧.

**येन्नेषु । व्विविद्ध्यन्तिपात्रेषुपिबतोजनान् ॥ तेषांᳩसहस्रयोजनेवधन्वानितन्नमसि ॥ ६२ ॥**

અન્ન અને પાત્રોની અંદર રહેલા જે રૂદ્રો, દુધ વગેરે, પીનારાઓને તાડન કરે છે,—ધાતુ વૈષમ્ય કરી રોગો ઉપજાવેછે, તે રૂદ્રોનાં ધનુષોને દોરીરહિત કરીને અમે સહસ્ર યોજન દૂર ફેંકીએ છિયે. ૬૨.

**यऽएतावन्तश्च्चभूयांᳩसश्च्चदिशोरुद्द्राव्वितस्थिरे ॥ तेषांᳩसहस्रयोजनेवधन्वानितन्नमसि ॥ ६३ ॥**

જે રૂદ્રો એટલા પ્રમાણવાળા અમે કહ્યા તેથી પણ ઘણા વધારે દશે દિશાઓ વ્યાપીને રહેલા છે, તે રૂદ્રો-

નાં ધનુષોને અમે દોરીરહિત કરીને સહસ્ર યોજન દૂર પૂં-
કીયે છિયે. ૬૩.

**नमोस्तु । रुद्रेब्भ्योयेदिवियेषांव्वर्षमिषवः ॥ तेब्भ्योदशप्प्राचीर्द्दशदक्षिणादशप्प्रतीचीर्द्दशोदीचीर्द्दशोर्द्ध्वाः ॥ तेब्भ्योनमोऽअस्तुतेनोवन्तुतेनोमृडयन्तुतेयन्द्विष्म्मोयश्चनोद्वेष्टितमेषाञ्जम्भेदध्मः ॥ ६४ ॥**

જે રૂદ્રો સ્વર્ગલોકમાં રહેછે, જેનાં વૃષ્ટિ એ બાણોછે, તે રૂદ્રને નમસ્કાર છે; તે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વ દિશામાં રહેલા રૂદ્રોને દશઅંગુલિ ( અંજલિ ) કરૂં છું; તે રૂદ્ર અમારૂં રક્ષણ કરો, અને અમને સુખ આપો. જેની સાથે અમે દ્વેષ કરીએ છિયે અને જે અમારી સાથે દ્વેષ કરે છે, તેમને અમે રૂદ્રની દંષ્ટ્રાકરાલ ( મુખ) માં સ્થાપન કરીએ છિયે. ૬૪.

**नमोस्तु । रुद्रेब्भ्योयेन्तरिक्षेयेषांव्वातऽइषवः ॥ तेब्भ्योदशप्प्राचीर्द्दशदक्षिणादशप्प्रतीचीर्द्दशोदीचीर्द्दशोर्द्ध्वाः ॥ तेब्भ्योनमोऽअस्तुतेनोवन्तुतेनोमृडयन्तुतेयन्द्विष्म्मोयश्चनोद्वेष्टितमेषाञ्जम्भेदध्मः ॥ ६५ ॥**

જે વાયુ શસ્ત્રવાળા અંતરિક્ષમાં રહેનારા રૂદ્ર છે,

તે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વ દિશામાં રહે-
લા રૂદ્રને નમસ્કાર કરૂં છું; તે રૂદ્ર અમારૂં રક્ષણ કરો;
અને અમને સુખ આપો. જેની સાથે અમે દ્વેષ કરીએ
છિયે, અને જે અમારી સાથે દ્વેષ કરે છે, તેને અમે રુ-
દ્રના મુખમાં સ્થાપન કરીએ છિયે. ૬૫.

**नमोस्तु । रुद्रेब्भ्योयेपृथिव्व्यांयेषामन्नमि-
षवः ॥ तेब्भ्योदशप्प्राचीर्द्दशंदक्षिणादशंप्प्र-
तीचीर्द्दशोदीचीर्द्दशोर्द्ध्वाः ॥ तेब्भ्योनमोऽअ-
स्तुतेनोवन्तुतेनोमृडयन्तुतेयन्द्द्विष्म्मोयश्च्चनो
द्द्वेष्टितमेषाञ्जम्भेदद्ध्मः ॥ ६६ ॥**

અન્ન શસ્ત્રવાળા જે રૂદ્ર પૃથ્વીમાં રહે છે, તે પૂર્વ
દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વ દિશામાં રહેલા રૂદ્રને
નમસ્કાર કરૂં છું. તે રૂદ્ર અમારૂં રક્ષણ કરો, અને અમને
સુખ આપો. જેની સાથે અમે દ્વેષ કરીએ છિયે, અને જે
અમારી સાથે દ્વેષ કરે છે, તેને અમે રૂદ્રની દંષ્ટ્રામાં
મૂકીયે છિયે. ૬૬.

## इति रुद्रे पञ्चमोऽध्यायः ॥ ५ ॥

એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તર વાળી રૂદ્રાષ્ટાધ્યાયી-
નો પાંચમો અધ્યાય સમ્પૂર્ણ થયો. ૫.

## अथ षष्ठोऽध्यायः ॥

### અધ્યાય ૬ ઠ્ઠો.



॥ हरिः ॐ ॥ व्रयꣳसोमव्रतेतवुमनस्तनूषुबिभ्रतः ॥ प्रजावन्तꣳसचेमहि ॥ १ ॥

હે સોમ ! અમે તમારા કર્મમાં હાજર થઇને અને તમારા શરીરમાં ચિત્તને ધારણ કરીને પુત્ર પૌત્રાદિથી યુક્ત સદા આપના સંબંધમાં રહીએ. ૧

एषते । रुद्रभागऽसहस्वस्राम्बिकयातञ्जुषस्वस्वाहैषतेरुद्रभागऽआखुस्तेपशुः ॥ २ ॥

હે રૂદ્ર ! આપ આપની બે અમ્બિકા સાથે પુરોડાશનો ભાગ સ્વીકારી સેવન કરો; તે આવેલું હવિષ્ સ્વાહા ( સારીરીતે હુત) થાઓ; આ આવેલો ભાગ આપને સેવનીય ભાગ છે; અને મૂષક આપનોપશુ છે. ૨

अवरुद्रमदीमह्यवदेवन्त्र्यम्बकम् ॥ यथानोवस्यसस्करद्यथानःश्रेयसस्करद्यथानोव्यवसाययात् ॥ ३ ॥

તે રૂદ્ર ત્ર્યંબક દેવને દેવતાઓથી પૃથક્ કરીને ભોજન કરાવીએ છીએ, જેથી તે અમોને શુભ વસ્ત્રવાળી જ્ઞાતિમાં પ્રશસ્યતર ( વિશેષ વખાણવાલાયક ) અને સર્વ કાર્યમાં નિશ્ચયયુક્ત કરે. ૩

भेषजमसि । भेषजङ्गवेश्वायपुरुषायभेषु-
जम् । सुखम्मेषायमेष्ष्यै ॥ ४ ॥

હે રુદ્ર ! તમે ભેષજ ( ઔષધ ) રૂપ સર્વ ઉપ-
દ્રવનિવારક છો, તે માટે અમારા ગાય અશ્વ અને પુ-
રૂષોને ઔષધ આપો; ઘેટા ઘેટીને સુખ આપો. ૪

त्र्यम्बकंय्यजामहेसुगन्धिम्पुंष्टिवर्द्धनम् ॥
उर्व्वारुकमिवबन्धनान्मृत्योर्म्मुक्षीयमामृतात्
॥ त्र्यम्बकंय्यजामहेसुगन्धिम्पंतिवेदनम् ॥
उर्व्वारुकमिवबन्धनादितोमुंक्षीयमामुतः ॥५

( વસિષ્ઠ કહે છે કે ) બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ
એ ત્રણેના પિતા પવિત્ર કીર્તિવાળા, જગતનું પોષણ કર-
નાર અથવા ઉપાસકને અણિમાદિ શક્તિ આપનાર આ-
પનું અમે પૂજન કરીએ છીએ. બંધનમાંથી કાકડીની પેઠે
મૃત્યુ અથવા સંસારમાંથી મુક્ત કરો, પણ મોક્ષથી કદી
પણ મુક્ત કરો નહિ. પુણ્યરૂપી ગંધવાળા પતિ ત્ર્યંબ-
કને અમે પૂજીએ છિયે, જેથી અમે કાકડીની પેઠે આ
સંસારબંધનથી મુક્ત થઈએ; સ્વર્ગાદિ અમૃતથી મુક્ત
કરો નહિ. ૫

एतत्ते । रुद्रावसन्तेनपरोमूजवतोतीहि ॥
अवततधन्वापिनाकावसःकृत्तिवासाऽअहिं-
ꣳसन्नःशिवोतीहि ॥ ६ ॥

હે રૂદ્ર ! ચર્માંમ્બર, આપનું હવિષ્ (ભોજ્ય) છે, તે સહિત પિનાક ધનુષ્ ચઢાવીને અમારી રક્ષા કરતા સતા અમારૂં કલ્યાણ કરો, અને મૂજવાન્ પર્વતનું ઉલ્લંધન કરો. ૬

**त्र्यायुषञ्जमदंग्नेः॑ कुश्यपंस्यत्र्यायुषम् ॥**
**यद्देवेषुंत्र्यायुषन्तन्नोऽअस्तुत्र्यायुषम् ॥ ७ ॥**

હે રૂદ્ર ! જમદગ્નિ, કશ્યપ તથા દેવોનું ત્ર્યાયુષ એટલે બાલ્ય, યૌવન અને વાર્ધક્યરૂપ ત્રણ પ્રકારનું આયુષ (ચરિત્ર) તેવું અમારૂં આયુષ (ચરિત્ર) થાઓ. ૭

**शिवोनामांसिस्वधिंतिस्तेपितानमंस्तेऽअस्तुमामांहिᳯसीः ॥ निवंर्त्तयाम्म्यायुंषेन्नाद्यांयप्प्रजनंनायरायस्प्पोषांयसुप्प्रजास्त्वायंसुवीर्य्यांय ॥ ८ ॥**

હે રૂદ્ર ! તમે નામથી શિવ છો, સ્વધિતિ વજ્ર આપના પિતા છે. તમને અમે નમસ્કાર કરીએ છિયે; તમે અમને મારો નહિ. હે છૂટાપાડો યજમાન ! આયુષ, અન્નભક્ષણ, સંતાન, ધનપુષ્ટિ, સુપ્રભા, અને સામર્થ્ય માટે તમને પૂજું છું. ૮

**इति रुद्रे षष्ठोऽध्यायः ॥ ६ ॥**

**એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તરવાળી રૂદ્રાષ્ટાધ્યાયીનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬.**

## अथ सप्तमोऽध्यायः ॥

### અધ્યાય ૭ મો.



॥ हरिःॐ ॥ उग्रश्च । भीमश्च ध्वान्तश्च धुनिश्च ॥ सासह्वाँश्चाभियुग्वाचविक्षिपः स्वाहा ॥ १ ॥

ઉગ્ર, ભયંકર, શબ્દ કર્ત્તા, શત્રુઓને કમ્પાવનારા, શત્રુઓનો પરાભવ કરનારા, અમારી સન્મુખ થનારા, શત્રુઓને વિવિધરીતે ફેંકનારા એવા રૂદ્રને સ્વાહા ( સુહુત ) હો ! ૧

अग्निꣳ हृदयेनाशनिꣳ हृदयाग्रेणपशुपतिं कृत्स्नहृदयेनभवंयक्ना ॥ शर्वम्मतस्नाभ्यामीशानम्मन्युनामहादेवमन्तःपर्शव्येनोग्रन्देवंवनिष्ठुनावसिष्ठहनुꣳशिङ्गीनिकोश्याभ्याम ॥ २ ॥

હૃદયમાં અગ્નિને, હૃદયાગ્રમાં અશનિ ( વજ્ર ) ને, સમગ્ર હૃદયથી પશુપતિને, યકૃતથી ભવને, મતસ્ન ( હૃદયાસ્થિ ) થી શર્વને, ક્રોધ ( અશ્વસબંધી ) થી ઇશાનને, અતર પાર્શ્વસ્થસંબંધી અસ્થિથી મહાદેવને, વનિષ્ઠુ ( સ્થૂલાંત્ર )થી ઉગ્ર દેવને અને કપોલના એક ભાગ

તથા હૃદય કોશમાં રહેલા બે માંસ પિંડોથી શિંગિ નામના દેવને હું તૃપ્ત કરૂં છું. ૨

**उग्ग्रँल्लोहितेन । मित्त्रꣳसौव्व्रत्त्येनरुद्द्रन्दौर्व्व्रत्त्येनेन्द्द्रम्प्रक्क्रीडेनंमरुतोबलेनसाद्ध्यान्प्प्रमुदा ॥ भवस्यकण्ठ्यꣳरुद्द्रस्यान्तःपार्श्व्यम्महादेवस्ययकृच्छर्व्वस्यव्वनिष्ठुःपशुपतेःपुरीतत् ॥ ३ ॥**

લોહિત (રક્ત)થી ઉગ્ર દેવને, સારા વ્રતથી મિત્રને, દુર્વ્રતથી રૂદ્રને, ક્રીડાથી ઇન્દ્રને, બળથી મરૂતને, આનંદથી સાધ્ય દેવને, કંઠમાં ભવને, અંતઃપાર્શ્વમાં રૂદ્રને, યકૃતમાં મહાદેવને, સ્થૂલાંત્રમાં શર્વને અને પુરીતત (હૃદયાચ્છાદકમંત્ર)થી પશુપતિને તૃપ્ત કરૂં છું. ૩

**लोमब्भ्यःस्वाहा । लोमब्भ्यःस्वाहात्त्वचेस्वाहात्त्वचेस्वाहालोहितायस्वाहालोहितायस्वाहामेदोब्भ्यःस्वाहामेदोब्भ्यःस्वाहामाꣳसेब्भ्यःस्वाहामाꣳसेब्भ्यःस्वाहास्नावब्भ्यःस्वाहास्नावब्भ्यःस्वाहास्त्थब्भ्यःस्वाहास्त्थब्भ्यः स्वाहामज्जब्भ्यःस्वाहामज्जब्भ्यःस्वाहा ॥ रेतसेस्वाहापायवेस्वाहा ॥ ४ ॥**

લોમને, ત્વચાને, રક્તને, મેદને, માંસને, સ્નાયુને

અસ્થિને, મન્ત્રને, રેતને, પાયુ ( ગુદા )ને સ્વાહા હો! ૪

आयासायस्वाहा । प्प्रायासायस्वाहासंय्यासायस्वाहाव्वियासायस्वाहोद्यासायस्वाहा ॥ शुचेस्वाहाशोचंतेस्वाहाशोचंमानायस्वाहाशोकायस्वाहा ॥ ५ ॥

આયાસ, પ્રયાસ, સંયાસ, વિયાસ, ઉદ્યાસ, શોચ શોચત્, શોચમાન અને શોકને સ્વાહા હો! ૫

तपसेस्वाहा । तप्प्यंतेस्वाहातप्प्यंमानायस्वाहातप्प्तायस्वाहाघर्म्मायस्वाहा ॥ निष्कृत्यैस्वाहाप्प्रायश्चित्त्यैस्वाहाभेषजायस्वाहा

તપ, તપત્, તપ્યમાન, તપ્ત, ધર્મ, નિષ્કૃતિ, પ્રાયશ્ચિત્ત, અને ભેષજને સ્વાહા ! ૬

यमायस्वाहान्तकायस्वाहामृत्यवेस्वाहा ॥ ब्रह्मणेस्वाहाब्रह्महत्यायैस्वाहाव्विश्श्वेब्भ्योदेवेब्भ्यऽस्वाहाद्यावापृथिवीब्भ्याᳪंस्वाहा ॥७॥

યમ, અંતક, મૃત્યુ, બ્રહ્મા, બ્રહ્મહત્યા, સમગ્રદેવ, સ્વર્ગ અને પૃથ્વીને સ્વાહા ! ૭

इति रुद्रे सप्तमोऽध्यायः ॥ ७ ॥

એપ્રમાણે ગુજરાતી ભાષાન્તરવાળી રૂદ્રાષ્ટાધ્યાયીનો સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

## अथ रुद्राष्टकेऽष्टमोऽध्यायः ॥

### અધ્યાય ૮ મો.



॥ हरिः ॐ ॥ व्वाजश्च । मेप्रसवश्चमेप्रयतिश्चमेप्रसितिश्चमेधीतिश्चमेक्क्रतुश्चमेस्वरश्चमेश्लोकश्चमेश्श्रवश्चमेश्श्रुतिश्चमेज्ज्योतिश्चमेस्वश्चमेयज्ञेनकल्प्पन्ताम् ॥ १ ॥

અન્ન, અન્નદાન સ્વીકાર, શુદ્ધિ, અન્નસંબંધી ઉત્કંઠા, ધ્યાન, યજ્ઞ, સ્વર, શ્લોક, વેદમંત્ર, બ્રાહ્મણ, પ્રકાશ અને સ્વર્ગ એ સર્વ મારા યજ્ઞથી કલ્પાઓ ! ૧.

प्प्राणश्च । मेपानश्चमेव्यानश्चमेसुश्चमेचित्तञ्चमऽ आधीतञ्चमेव्वाक्कमेमनश्चमेचक्षुश्चमेश्श्रोत्रञ्चमेदक्षश्चमेबलञ्चमेयज्ञेनकल्प्पन्ताम् ॥ २ ॥

પ્રાણ, અપાન, વ્યાન, અસુ (પ્રવૃત્તિવાળો વાયુ), ચિત્ત, બાહ્ય વિષયજ્ઞાન, વાણી, મન, નેત્ર, કર્ણ, દક્ષતા, અને બલ, અમારા યજ્ઞથી પ્રાપ્ત થાઓ. ૨.

ओजश्च । मेसहश्चमऽ आत्त्माचमेतनूश्चमेशर्म्मचमेव्वर्म्मचमेङ्गानिचमेस्थीनिचमे

**परूᳬंषिचमेशरीराणिचमऽआयुश्चमेजरा-**
**चंमेयज्ञेनंकल्पन्ताम् ॥ ३ ॥**

ઓજ, શારીરબળ, આત્મા, તનૂ (શરીર) સુખ, કવચ, અંગો, અસ્થિ, અંગુલ્યાદિ ગ્રંથિ, શરીરો, આયુષ્ અને જરા, યજ્ઞથી સંપન્ન થાઓ. ૩.

**ज्यैष्ठ्यंञ्च ।मऽआधिपत्त्यञ्चमेमन्युश्चमेभा**
**मंश्चमेमंश्चम्भश्चमेजेमाचंमेमहिमाचमेव्व-**
**रिमाचंमेप्प्रथिमाचंमेव्वर्षिमाचमेद्राघिमाचं-**
**मेव्वृद्धञ्चमेवृद्धिश्चमेयज्ञेनंकल्पन्ताम् ॥ ४ ॥**

જયેષ્ઠતા, સ્વામિતા, માનસક્રોધ, બાહ્યક્રોધ, અપરિમેય જળ, જયસામર્થ્ય, મહત્તા, શ્રેષ્ઠતા, પૃથુતા, દીર્ઘજીવિતા, અવિચ્છિન્નવંશતા, પુષ્કળ અન્નધન, અને વિદ્યાદિ ગુણોથી ઉત્કર્ષ, એ સર્વ યજ્ઞથી પ્રાપ્ત થાઓ ! ૪.

**सत्त्यञ्चं । मेश्रद्धाचंमेजगच्चमेधनंञ्चमेव्वि-**
**श्वंञ्चमेमहंश्चमेक्रीडाचंमेमोदश्चमेजातञ्चमे**
**जनिष्ष्यमांणञ्चमेसूक्तञ्चमेसुकृतञ्चमेयज्ञेनंक-**
**ल्प्पन्ताम् ॥ ५ ॥**

સત્ય, શ્રદ્ધા, જગત્, ધન, વિશ્વ, મહઃ (તેજ), ક્રીડા, હર્ષ, જાત (પુત્ર), જનિષ્યમાણ (ભાવિપુત્રાદિ) સૂક્ત અને સુકૃત યજ્ઞથી પ્રાપ્ત થાઓ ! ૫.

ऋतञ्च । मेमृतञ्चमेयक्ष्मञ्चमेनामयच्चमे जीवातुश्चमेदीर्घायुत्वञ्चमेनमित्रञ्चमेभयञ्च- मेसुखञ्चमेशयनञ्चमेसूषाश्चमेसुदिनञ्चमेयज्ञे- नकल्प्पन्ताम ॥ ६ ॥

યજ્ઞાદિ કર્મ, તજ્જન્ય સ્વર્ગાદિ, ક્ષયાદિ રોગોનો અભાવ, સામાન્ય વ્યાધિનાશ, જીવનપ્રદ ઔષધિ, દીર્ઘ આયુષ્, શત્રુનાશ, અભય, સુખ, શયન, સારો પ્રાતઃકાળ (સ્નાનસંધ્યાદિ યુક્ત) અને સારો દિવસ (યજ્ઞદાનાદિ યુક્ત) એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ. ૬.

यन्ताचं । मेधर्ताचंमेक्षेमश्चमेधृतिश्चमे व्विश्वञ्चमेमहश्चमेसंव्विच्चमेज्ञात्रञ्चमेसूश्चमे प्रसूश्चमेसीरञ्चमेलयश्चमेयज्ञेनकल्प्पन्ताम ७

અશ્વાદિના નિયંતા, પોષક પિતાઆદિ, ક્ષેમ ( ધનની રક્ષણશક્તિ ), ધીરજ, સર્વાનુકૂલતા, પૂજા, વેદશાસ્ત્રાદિ જ્ઞાન, વિજ્ઞાન, સામર્થ્ય, સૂ-( પુત્રાદિ પ્રેરણ સામર્થ્ય) પ્રસૂ ( પુત્રોત્પત્યાદિ સામર્થ્ય), સીર (ખેડથી કરેલ ધાન્ય- નિષ્પત્તિ) અને લય ( કૃષિનાં વિઘ્નની નિવૃત્તિ ), એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ. ૭.

शंचमेमयश्चमेप्प्रियञ्चमेनुकामश्चमेकाम- श्चमेसौमनसश्चमेभगश्चमेदाविणञ्चमेभद्र-

ञ्चमेश्रेयश्चमेव्वसीयश्चमेयशश्चमेयज्ञेनकल्प न्ताम् ॥ ८ ॥

ઐહિક સુખ, પારલૌકિક સુખ, પ્રિયવસ્તુ, યત્નસાધ્ય પદાર્થ, કામ, સારા મનવાળો બંધુવર્ગ, સૌભાગ્ય, ધન, ભદ્ર, શ્રેય, ઉત્તમ ગૃહ અને કીર્તિ એ સર્વ યજ્ઞથી સંપન્ન થાઓ. ૮

ऊर्क्चं । मेसूनृताचमेपयश्चमेरसश्चमेघृतञ्चमेमधुचमेसग्धिश्चमेसपीतिश्चमेकृषिश्चमेवृष्टिश्चमेजैत्रञ्चमऽ औद्भिद्यञ्चमेयज्ञेनकल्पन्ताम् ॥ ९ ॥

અન્ન, સત્યપ્રિયવાણી, દુગ્ધ, રસ, ઘૃત, મધુ, બંધુઓસાથે ભોજન, બન્ધુઓસાથે પાન, કૃષિ, વૃષ્ટિ, જયસામર્થ્ય અને આમ્રાદિ વૃક્ષની ઉત્પત્તિ, યજ્ઞથી સિદ્ધ થાઓ ! ૯.

रयिश्चं । मेरायश्चमेपुष्टञ्चमेपुष्टिश्चमेव्विभुचमेप्रभुचमेपूर्णञ्चमेपूर्णतरञ्चमेकुयवञ्चमेक्षितञ्चमेन्नञ्चमेक्षुच्चमेयज्ञेनकल्पन्ताम् ॥१०

સુવર્ણ, મુક્તાદિ મણિ, ધનપુષ્ટિ, શરીરપુષ્ટિ, વ્યાપકતા, ઐશ્વર્ય, પૂર્ણ (ધનપુત્રાદિની બોહોળાઈ), પૂર્ણતર (હાથી ઘોડાની બોહોળાઈ), કુત્સિત ધાન્ય, ક્ષયહીન ધાન્ય, અન્ન અને ક્ષુધા, એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ. ૧૦.

**व्वित्तञ्च । मे॒वेद्यञ्चमेभू॒तञ्चमेभवि॒ष्यच्चमे-सु॒गञ्चमेसु॒पत्थ्य॑ञ्चम ऽऋ॒द्धञ्चमु॒ऽऋद्धिश्चमे-क्लृप्तञ्चमे॒क्लृप्तिश्चमेम॒तिश्चमेसु॒म॒तिश्चमेय॒ज्ञेन-कल्पन्ताम् ॥ ११ ॥**

વિત્ત (મેળવેલું), વેદ્ય (મેળવવાનું), ભૂત, ભાવિ, સુગમ્ય દેશ, સુપથ્ય, યજ્ઞફળ, યજ્ઞાદિ સમૃદ્ધિ, કાર્ય-ક્ષેમ, દ્રવ્યાદિ, સુકાર્ય, સામર્થ્ય, મતિ (પદાર્થ નિશ્ચય) અને સુમતિ (સુદુ:સાધ્ય કાર્ય) નિશ્ચય એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ! ૧૧.

**व्व्रीहयश्च । मे॒यवाश्चमे॒माषाश्चमे॒तिला-श्चमेमु॒द्गाश्चमे॒खल्वाश्चमेप्रि॒यङ्गवश्चमे॒णव-श्चमेश्यामाकाश्चमेनी॒वाराश्चमेगो॒धूमाश्च-मेम॒सूराश्चमेय॒ज्ञेनकल्पन्ताम् ॥ १२ ॥**

વ્રીહિ, યવ, માષ, તલ, મગ, ચણા, કાંગ, અણુ, સામો, રાજગરો, ઘઉં, અને મસૂર એ સર્વ યજ્ઞથી સંપન્ન થાઓ! ૧૨.

**अश्मा॑च । मे॒मृत्तिकाचमेगि॒रयश्चमे॒प-र्वताश्चमे॒सिक॑ताश्चमे॒व्वन॒स्प्पतयश्चमे॒हिर॑ण्य-**

ञ्चमेयश्चमेश्यामञ्चमेलोहञ्चमेसीसञ्चमेत्रपु-
चमेयज्ञेनकल्पन्ताम् ॥ १३ ॥

પાષાણ, માટી, નાના પર્વત, મોટા પર્વત, રેતી, વન-
સ્પતિ, સુવર્ણ, રૂપું, લોહ, તામ્ર, કાંસું, સીસું, અને ત્રપુ
એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ! ૧૩.

अग्निश्च । मऽआपश्चमेवीरुधश्चमऽओष-
धयश्चमेकृष्टपच्याश्चमेकृष्टपच्याश्चमेग्रा-
म्म्याश्चमेपशवआरण्याश्चमेवित्तञ्चमेवित्ति-
श्चमेभूतञ्चमेभूतिश्चमेयज्ञेनकल्पन्ताम् १४

અગ્નિ, જળ, લતાગુલ્મ, ઔષધી, ખેડથી થતાં અ-
નાજ, ખેડ વગર પોતાની મેળે થતાં ગ્રામ્ય (ગાય,
બળદ, ભેંસ, ઘોડા, વિગેરે પશુ), અરણ્યવાસી (હાથી,
સિંહ, વિગેરે પશુ), વિત્ત (લબ્ધ ધન), વિત્તિ (ભાવિ
લાભ), ભૂત (ઉત્પન્ન પુત્રાદિ) અને ભૂતિ (ઐશ્વર્ય) એ
સર્વ યજ્ઞથી સંપન્ન થાઓ. ૧૪.

वसुच । मेवसतिश्चमेकर्म्मचमेशक्तिश्च-
मेर्थश्चमऽएमश्चमऽइत्याचमेगतिश्चमेयज्ञे-
नकल्प्पन्ताम् ॥ १५ ॥

ધન, વાસ, કર્મ, શક્તિ, અભિલષિત અર્થ, પ્રાપ્તવ્ય
અર્થ, ઇષ્ટપ્રાપ્તિ ઉપાય અને ઇષ્ટપ્રાપ્તિ એ સર્વ યજ્ઞથી
સંપન્ન થાઓ! ૧૫.

अग्निश्च॑ । मु॒ऽइन्द्र॑श्चमे॒सोम॑श्चमु॒ऽइन्द्र॑-श्चमे॒सवि॒ताच॑मु॒ऽइन्द्र॑श्चमे॒सर॑स्वतीचमु॒ऽ इ-न्द्र॑श्चमेपू॒षाच॑मु॒ ऽइन्द्र॑श्चमे॒बृह॒स्प्पति॑श्चमु॒-ऽइन्द्र॑श्चमेय॒ज्ञेन॑कल्प्पन्ताम् ॥ १६ ॥

અગ્નિ, સોમ, સવિતા, સરસ્વતી, પૂષા, ઇન્દ્ર, બૃહુ-સ્પતિઇન્દ્ર, અને ઇન્દ્ર એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ. (આ મંત્રમાં પૂષા અને બૃહુસ્પતિ ઇન્દ્રના સમાન ભાગી હોવાથી તેમની સાથે ઇન્દ્રશબ્દ મૂકેલો છે). ૧૬.

मि॒त्रश्च॑ । मु॒ऽइन्द्र॑मे॒व्वरु॑णश्चमु॒ऽइन्द्र॑श्चमे-धा॒ताच॑मु॒ऽइन्द्र॑श्चमे॒त्त्वष्टा॑चमु॒ऽइन्द्र॑श्चमेमु॒रु-त॑श्चमु॒ऽइन्द्र॑श्चमे॒व्विश्वे॑चमेदे॒वाऽइन्द्र॑श्चमेय॒ज्ञे-न॑कल्प्पन्ताम् ॥ १७ ॥

મિત્ર, વરૂણ, ધાતા, ત્વષ્ટા, મરૂત અને વિશ્વેદેવા એ નામથી પ્રસિદ્ધ દેવોસહિત ઇન્દ્ર, યજ્ઞથી સંપન્ન થાઓ ! ૧૭.

पृ॒थि॒वीच॑ । मु॒ऽइन्द्र॑श्चमे॒न्तरि॑क्षञ्चमु॒ऽइ-न्द्र॑श्चमे॒द्यौश्च॑मु॒ऽइन्द्र॑श्चमे॒समा॑श्चमु॒ऽइन्द्र॑श्च-मे॒नक्ष॑त्त्राणिचमु॒ ऽइन्द्र॑श्चमे॒दिश॑श्चमु॒ ऽइन्द्र॑-श्चमेय॒ज्ञेन॑कल्प्पन्ताम् ॥ १८ ॥

પૃથ્વી, અંતરિક્ષ દ્યૌ, સમા (વર્ષની અધિષ્ઠાત્રી દેવતા)

નક્ષત્રો, દિશાઓ, એ નામથી પ્રસિદ્ધ ઇન્દ્ર યજ્ઞથી સંપન્ન થાઓ! ૧૮.

**अ॒ꣳशुश्च॑ मे र॒श्मिश्च॒ मेदा॑भ्यश्च॒ मेधि॑पतिश्च म उपा॒ꣳशुश्च॑ मेन्तर्या॒मश्च॑ म ऽऐन्द्रवाय॒वश्च॑ मे मैत्रावरु॒णश्च॑ म ऽआश्वि॒नश्च॑ मे प्रतिप्र॒स्थान॑श्च मे शु॒क्रश्च॑ मे म॒न्थी च॑ मे य॒ज्ञेन॑ कल्पन्ताम् ॥ १९ ॥**

સોમાદિ ગ્રહો, જળનું શોષણ કરનાર, સૂર્યનાં કિરણો તથા તેનો અધિષ્ઠાતા દેવ, ઉપાંશુ, અંતર્યામ, ઐન્દ્રવાયવ, મૈત્રાવરુણ, આશ્વિન (અશ્વિની સંબંધી) પ્રતિપ્રસ્થાન, શુક્ર અને મંથી એ સર્વ યજ્ઞથી સિદ્ધ થાઓ! ૧૯

**आ॒ग्र॒य॒णश्च॑ मे वैश्वदे॒वश्च॑ मे ध्रु॒वश्च॑ मे वैश्वान॒रश्च॑ म ऽऐन्द्रा॒ग्नश्च॑ मे म॒हावैश्वदे॒वश्च॑ मे मरुत्व॒तीया॑श्च मे॒ निष्केवल्यश्च मे सावि॒त्रश्च॑ मे सारस्व॒तश्च॑ मे पात्नीव॒तश्च॑ मे हारियोज॒नश्च॑ मे य॒ज्ञेन॑ कल्पन्ताम् ॥ २० ॥**

આગ્રયણ, વૈશ્વદેવ, ધ્રુવ, વૈશ્વાનર, ઐન્દ્રાગ્નિ, મહાવૈશ્વદેવ, મરુત્વતીય, નિષ્કેવલ્ય, સાવિત્ર, સારસ્વત, પાત્નીવત અને હારિયોજન એ સર્વ અમારા યજ્ઞથી સિદ્ધ થાઓ! ૨૦.

स्रुचश्च । मेचमसाश्चमेवायव्यानिचमेद्रोणकलशश्चमेग्ग्रावाणश्चमेधिषवणेचमेपूतभृच्चमऽआधवनीयश्चमेवेदिश्चमेबर्हिश्चमेवभृथश्चमेस्वगाकारश्चमेयज्ञेनकल्पन्ताम् २१

સખા, ગૃહપાત્ર, વાયવ્ય, દ્રોણકલશ (સોનાનો ઘડો) પત્થર, કાષ્ઠનું પાટીયું, પૂતભૃત્ અને આહુવનીય નામનાં બે સોમપાત્ર, વેદી, કુશા, અવભૃથ સ્નાન, અને સ્વગાકાર એ સર્વ યજ્ઞથી પ્રાપ્ત થાઓ! ૨૧.

अग्निश्च । मेघर्म्मश्चमेर्कश्चमेसूर्यश्चमेप्प्राणश्चमेश्वमेधश्चमेपृथिवीचमेदितिश्चमेदितिश्चमेद्यौश्चमेङ्गुलयंशक्करयोदिशश्चमेयज्ञेनकल्प्पन्ताम् ॥ २२ ॥

અગ્નિ, હવ્ય પદાર્થ, અર્ક (યજ્ઞ) સૂર્ય પ્રાણ, અશ્વમેધ, પૃથિવી, અદિતી, દિતી, દ્યુલોક, વિરાટપુરૂષના અવયવ (અંગુલિ), શક્તિ અને દિશાઓ યજ્ઞથી સિદ્ધ થાઓ! ૨૨.

व्रतञ्च । मऽऋतवश्चमेतपश्चमेसंवत्सरश्चमेहोरात्रे ऽऊर्व्वष्ठीवेबृहद्रथन्तरेचमेयज्ञेनकल्प्पन्ताम् ॥ २३ ॥

વ્રત, ઋતુઓ, તપ, સંવત્સર, અહોરાત્ર, જાનુ, અને

બૃહદ્રથંતર નામના બે સામ, એ સર્વ યજ્ઞથી પ્રાપ્ત થાઓ! ૨૩.

एकाच । मेतिस्रश्चमेतिस्रश्चमेपञ्चचमेपञ्चचमेसप्तचमेसप्तचमेनवचमेनवचमऽएकादशचमऽएकादशचमेत्रयोदशचमेत्रयोदशचमेपञ्चदशचमेपञ्चदशचमेसप्तदशचमेसप्तदशचमेनवदशचमेनवदशचमऽएकविᳪशतिश्चमऽएकविᳪशतिश्चमेत्रयोविᳪशतिश्चमेत्रयोविᳪशतिश्चमेपञ्चविᳪशतिश्चमेपञ्चविᳪशतिश्चमेसप्तविᳪशतिश्चमेसप्तविᳪशतिश्चमेनवविᳪशतिश्चमेनवविᳪशतिश्चमऽएकत्रिᳪशच्चमऽएकत्रिᳪशच्चमेत्रयस्त्रिᳪशच्चमेयज्ञेनकल्प्पन्ताम ॥ २४ ॥

એકથી તેત્રીશ સુધીના વિષયમંત્રો યજ્ઞથી સિદ્ધ થાઓ, અયુગ્મ સ્તોત્રના હોમથી સર્વ કામની પ્રાપ્તિ થાય છે, તેમજ શ્રુતિમાં કહ્યું છે કે, દેવતાઓ સર્વ કામને પ્રાપ્ત કરીને યુગ્મસ્તોત્રોથી સ્વર્ગલોક પામ્યા, તેવી રીતે યજમાન સર્વકામ પ્રાપ્ત કરી યુગ્મસ્તોત્રથી સ્વર્ગલોકને પામે છે. ૨૪.

चर्तस्रश्च । मेऽष्टौचमेऽष्टौचमेद्वादशचमेद्वादशचमेषोडशचमेषोडशचमेविꣳशतिश्चमेविꣳशतिश्चमेचतुर्विꣳशतिश्चमेचतुर्विꣳशतिश्चमेऽष्टाविꣳशतिश्चमेऽष्टाविꣳशतिश्चमेद्वात्रिꣳशच्चमेद्वात्रिꣳशच्चमेषड्त्रिꣳशच्चमेषड्त्रिꣳशच्चमेचत्वारिꣳशच्चमेचत्वारिꣳशच्चमेचतुश्चत्वारिꣳशच्चमेचतुश्चत्वारिꣳशच्चमेऽष्टाचत्वारिꣳशच्चमेयज्ञेनंकल्पन्ताम ॥ २५ ॥

ચાર, આઠ, બાર, એ પ્રમાણે મંત્રપર્યંત હવન કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે તે યજ્ઞથી સિદ્ધ થાઓ ! ૨૫.

त्र्यविश्च । मेत्र्यवीचमेदित्यवाट्चमेदित्यौहीचमेपञ्चाविश्चमेपञ्चावीचमेत्रिवत्सश्चमेत्रिवत्साचमेतुर्य्यवाट्चमेतुर्य्यौहीचमेयज्ञेनंकल्पन्ताम ॥ २६ ॥

ત્ર્યવિ (૧૮ માસનો વૃષભ), ત્ર્યવી (૧૮ માસની ગાય), દિત્યવાટ્ (૨૪ માસનો વૃષભ), દિત્યૌહી (૨૪ માસની ગાય), પંચાવિ (૩૦ માસનો વૃષભ), પંચાવી (૩૦ માસની ગાય), ત્રિવત્સ (૩૬ માસનો વૃષભ), ત્રિવત્સા (૩૬ માસની ગાય), તુર્યવાટ (૪૨ માસનો

વૃષભ) અને તુર્યોંટી (૪૨ માસની ગાય) એ સર્વ યજ્ઞથી સંપન્ન થાઓ! ૨૬.

**पृष्ठवाट्‌चं । मेपष्ठौहीचंमऽउक्षाचंमेव्वुशाचंमऽऋषभश्चंमेव्वेहश्चंमेनड्वाँश्चंमेधेनुश्चंमेयज्ञेनंकल्पन्ताम ॥ २७ ॥**

પષ્ઠવાટ્ (૪ વર્ષનો વૃષભ), પષ્ઠૌહી (ચાર વર્ષની ગાય), ઉક્ષા (યુવાવૃષ), વશા (વંધ્યા ગાય), અતિ યુવાવૃષભ, વેહત્ (ગર્ભઘાતક ગાય) અનડ્વાન્ (ગાડું વહેનાર વૃષભ), અને ધેનુ (પ્રસૂત ગાય) એ સર્વ યજ્ઞથી સંપન્ન થાઓ. ૨૭.

**व्वाजायस्वाहा । प्प्रसवायस्वाहापिजायस्वाहाक्रतवेस्वाहाव्वसवेस्वाहाहर्प्पतयेस्वाहान्हेमुग्धायस्वाहामुग्धायवैनꣳशिनायस्वाहाव्विनꣳशिनं ऽआन्त्यायनायस्वाहान्त्यायभौवनायस्वाहाभुवनस्यपतयेस्वाहाधिपतयेस्वाहाप्प्रजापतयेस्वाहा ॥ इयन्तेराण्मित्रायंयन्तासियमनऽऊर्ज्जेत्वाव्वृष्ट्यैत्वाप्प्रजानान्त्वाधिपत्याय ॥ २८ ॥**

વાજ (ચૈત્ર), પ્રસવ (વૈશાખ), અપિજ (જ્યેષ્ઠ), ક્રતુ (અષાઢ), વસુ (શ્રાવણ), અહર્પતિ (ભાદ્રપદ),

મુગ્ધ ( આશ્વિન ), અમુગ્ધ ( કાર્તિક ), અવૈનશિન ( માર્ગશીર્ષ ), વિનંશી ( પૌષ ), ભુવનાપતિ ( માઘ ), અધિપતિ ( ફાલ્ગુન ), એ બાર માસના અધિષ્ઠાતા પ્રજાપતિ દેવને સ્વાહા ( સુહુત હો ). હે અગ્નિ ! જ્યાં યજ્ઞ કરાય છે, ત્યાં આપનું રાજ્ય છે. વળી હે અગ્નિ ! તમે મિત્ર-( યજમાન )ના નિયામક છો તેથી અન્નરસ, વૃષ્ટિ અને પ્રજાના અધિપતિપણાની પ્રાપ્તિ માટે આપને અભિષેક કરીએ છીએ. ૨૮.

**आयुर्यज्ञेन॑ । कल्पतां प्राणो यज्ञेन॑ कल्पताञ्चक्षुर्यज्ञेन॑ कल्पताꣳश्रोत्रं॑ यज्ञेन॑ कल्पतां वाग्यज्ञेन॑ कल्पतां मनो॑ यज्ञेन॑ कल्पतामात्मा यज्ञेन॑ कल्पतां ब्रह्मा यज्ञेन॑ कल्पताञ्ज्योतिर्यज्ञेन॑ कल्पताꣳस्वर्यज्ञेन॑ कल्पतां पृष्ठं यज्ञेन॑ कल्पतां यज्ञो यज्ञेन॑ कल्पताम् ॥ स्तोम॑श्च यजु॑श्च ऽऋक्च साम॑ च बृहच्च॑ रथन्तरञ्च॑ । स्व॑र्देवाऽअगन्मामृता॑ऽअभूम प्रजाप॑तेः प्रजाऽअ॑भूम वेट्स्वाहा॑ २९**

યજ્ઞથી આયુષ, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, વાણી, મન, આત્મા, બ્રહ્મા, જ્યોતિ, સ્વર્ગ, સ્તોત્ર અને યજ્ઞ પ્રાપ્ત થાઓ ! અને સ્તોત્ર–ઋગ્–યજુસ્–સામન્–બૃહદ્રથંતર અને સ્વર્ગના દેવતાઓની પ્રાપ્તિ થાય, અને પ્રજાપતિની

પ્રજા થઈને અમૃત ( મરણ રહિત ) થઈએ. ( છેલ્લે વેટ્ શબ્દ દેવતાઓને અન્નપ્રદાનનો વાચક છે ). ૨૯.

## इति रुद्रेऽष्टमोऽध्यायः ॥ ८ ॥

એ પ્રમાણે ગુજરાતી ભાષાંતરવાળી અષ્ટાધ્યાયી રુદ્રીનો આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮.

## अथ रुद्राष्टके शान्त्यध्यायः ।

### શાન્તિ અધ્યાય.



॥ हरिः ॐ ॥ ऋचंव्वाचम्प्रपंद्येमनोयजुऽप्प्रपंद्येसामप्प्राणम्प्रपंद्येचक्षुऽश्रोत्रंप्रपंद्ये ॥ व्वागोजंःसुहौजोमयिप्प्राणापानौ ॥ १ ॥

ઋગ્રૂપ વાણી, મનરૂપ યજુસ્, અને પ્રાણીરૂપ સામને શરણે જાઉંછું. ચક્ષુ અને શ્રોત્રને હું પ્રાપ્ત કરૂંછું. વાણી, ઓજસ્, મનોબળને શરીરબળ, પ્રાણ અને અપાન એ સર્વે એક થઈને મારામાં વર્તે છે. ૧.

यन्मे । छिद्रञ्चक्षुषोहृदंयस्यमनंसोव्वातितृणम्बृहुस्प्पतिंर्म्मेंतद्दंधातु ॥ शन्नोंभवतुभुवंनस्ययस्प्पतिंः ॥ २ ॥

અયોગ્યાચરણથી ચક્ષુ, મન અને બુદ્ધિની વ્યાકુલતા-રૂપ જે છિદ્ર થયેલું છે, તેને બૃહસ્પતિ દૂર કરો; અને જે પ્રાણીમાત્રના અધિપતિ છે, તે અમોને સુખપ્રદ થાઓ ર

**भूर्भुवः॒स्वः । तत्स॑वि॒तुर्वरे॑ण्य॒म्भर्गो॑दे॒-वस्य॑धीमहि ॥ धियो॒योनः॑प्रचो॒दया॑त् ॥ ३ ॥**

સવિતા દેવના તે જ્યેષ્ઠ તેજનું અમે ધ્યાન ધરીયે છિયે, જે અમારી બુદ્ધિને પ્રેરેછે. ૩.

**कया॑नश्चि॒त्रऽआभु॑वदू॒तीस॒दावृ॒धः॒सखा॑। कया॒शचि॑ष्ठयावृ॒ता ॥ ४ ॥**

સદા વૃદ્ધિ પામતા, પૂજનીય, મિત્ર ભૂત ઇન્દ્ર, તૃપ્તિથી, પ્રજ્ઞાસહિત અને કોઈ પણ કર્મથી સહાયક થાયછે. ૪.

**कस्त्वा॑ । स॒त्योमदा॑नां॒म्मᳪहि॑ष्ठोमत्स॒द-न्धस॑ः ॥ दृ॒ढाचि॑दा॒रुजे॒व्वसु ॥ ५ ॥**

પૂજનીય, સત્યભૂત, એવા હે ઇન્દ્ર! જે આપની સાથે મદ કરેછે, તેવા શત્રુઓનાં દૃઢ ધનને તમે છિન્ન ભિન્ન કરી નાંખો છો. ૫.

**अ॒भीषु॒णः॒। सखी॑नामवि॒ताज॑रितॄ॒णाम् ॥ श॒तम्भ॑वास्यू॒तिभि॑ः ॥ ६ ॥**

હે ઇન્દ્ર! તમે મિત્રોના અને સ્તોતાઓના પાલક છો

એટલામાટે તમે રક્ષણમાટે બહુરૂપ ધારણ કરો છો. ૬.

**कयात्वन्नऽऊत्याभिप्प्रमंन्दसेव्वृषन॥कया-स्तोतृब्भ्यऽआभंर ॥ ७ ॥**

હે વૃષ્ટિ કરનારા ઇન્દ્ર! તમે ક્યા તર્પણથી અમોને આનંદિત કરો છો? અને કઈ તૃપ્તિથી તમે સ્તુતિ કરનારને ધન આપો છો? ૭.

**इन्द्रोव्विश्श्वंस्यराजति ॥ शन्नोऽअस्तुद्द्वि-पदेशञ्चतुंष्प्पदे ॥ ८ ॥**

જગતના ઇન્દ્ર પરમેશ્વર! (આદિત્ય) જે પ્રકાશે છે, તે દ્વિપદ (પુત્રાદિ) અને ચતુષ્પદ (ગાયઆદિ) ને માટે સુખરૂપ થાઓ! ૮.

**शन्नोमित्त्रःशंवरुंणःशनोभवत्वर्य्यमा ॥ शन्नऽइन्द्रोबृहस्प्पतिःशन्नोव्विष्णुंरुरुक्क्रमः**

મિત્ર, વરૂણ, અર્યમા, ઇન્દ્ર, બૃહસ્પતિ, અને વિસ્તીર્ણ ક્રમ (ડગલાં) વાળા વિષ્ણુ, એ સર્વ અમને સુખરૂપ થાઓ!

**शन्नोव्वातः । पवताᳬंशन्नस्तपतुसूर्य्यः॥ शन्नःकनिंक्क्रदद्देवःपर्ज्जन्न्योऽअभिवंर्षतु १०**

અમોને સુખકારક વાયુ વાઓ! અમોને સુખકારક

સૂર્ય તપો! અને અત્યંત શબ્દકારી મેઘ અમોને સુખ-
કારક વરસો! ૧૦.

**अहानिशम्भवन्तुनꣳशꣳरात्रीऽप्प्रतिधीयताम् ॥ शन्नऽइन्द्राग्नीभवतामवोभिꣳशन्नइन्द्रावरुणारातहव्या ॥ शन्नऽइन्द्रापूषणाव्वाजसातौशमिन्द्रासोमासुवितायशंय्योः ११**

પરમેશ્વરના પ્રસાદથી દિનરાત સુખરૂપ થાઓ! હુ-
વિષથી તૃપ્ત થયેલા ઇન્દ્રાગ્નિ તથા ઇન્દ્ર, વરૂણ, ઇન્દ્રપુષા,
ઇન્દ્રસેન, એ સર્વે દેવ સાધુની ઉત્પત્તિ માટે રોગ અને
ભયને દૂર કરીને સુખરૂપ થાઓ! ૧૧.

**शंनोदेवीरभिष्टयऽआपोभवन्तुपीतये ॥ शंय्योरभिस्रवन्तुनः ॥ १२ ॥**

દીવ્યમાન્ જલ દેવતા સ્નાન અને પાનને માટે સુખ
રૂપ થાઓ; અમારા રોગનું શમન કરી સુખરૂપ થાઓ
અને અમારી શુદ્ધિને માટે અમારાપર સવણ (સિંચન)
કરો. ૧૨.

**स्योनापृथिवि।नोभवानृक्षरानिवेशनी ॥ यच्छानꣳशर्म्मसप्रथाः ॥ १३ ॥**

હે કંટકરહિત! સાધુના નિવાસભૂત! વિસ્તારવાળી
પૃથ્વી દેવતા, તું અમોને સુખરૂપ થા! અને અમોને
શરણ આપ. ૧૩.

आपोहि।ष्ठामयोभुवस्तानऽऊर्ज्जेदधातन।
महेरणायचक्षसे ॥ १४ ॥

હે જલદેવતા! અમોને સુખકારક થાઓ! અમને અન્ન પ્રાપ્તિ માટે યોગ્ય કરો અને અમને મહારમણીય બ્રહ્મદર્શન માટે યોગ્ય કરો! ૧૪

योवंःशिवतमोरसस्तस्यभाजयतेहनंः।
उशतीरिवमातरंः ॥ १५ ॥

હે જલદેવતા! આપનો જે અત્યંત સુખરૂપ રસ છે, તે આ લોકમાં જેવી રીતે માતા પોતાના બાળકને પ્રીતિ સાથે સ્તનપાન કરાવે છે, તેવી રીતે અમોને સર્વને પ્રાપ્ત થાઓ! ૧૫.

तस्म्माऽअरंङ्गमामवोयस्यक्षयायजिन्वंथ।
आपोजनयथाचनः ॥ १६ ॥

હે જલદેવતા! આપ જે પાપના ક્ષય માટે અમોને તુષ્ટ કરો છો, તે પાપના ક્ષય માટે અમે સત્વર આપને મસ્તકપર સિંચીએ છિયે, અથવા અમે આપને અન્નની પૂર્ણ પ્રાપ્તિ માટે શરણુ આવીએ છિયે. હે જલદેવતા! તમે અમોને પ્રજોત્પાદનમાં સમર્થ કરો! ૧૬.

द्यौःशान्तिरन्तरिक्षःशान्तिःपृथिवीशा-
न्तिरापःशान्तिरोषधयःशान्तिः ॥ व्वनस्प-

तंयुꣳशान्तिर्व्विश्वेदेवाꣳशान्तिर्ब्रह्मशान्तिꣳस-र्व्वꣳशान्तिꣳशान्तिरेवशान्तिꣳसामाशांति-रेधि ॥ १७ ॥

દ્યુલોક, અંતરિક્ષ, પૃથ્વી, જળ, ઔષધ, વનસ્પતિ, સર્વ દેવો, વેદત્રય, સર્વ જગત્, અને શાંતિ—આ સર્વરૂપ જે શાંતિ અથવા જે સ્વરૂપથીજ શાંતિ છે, તે શાંતિ પ-રમેશ્વરની કૃપાથી મને પ્રાપ્ત થાઓ. ૧૭.

दृतेदृꣳहमामित्रस्यमाचक्षुषासर्व्वाणिभूता-निसमीक्षन्ताम ॥ मित्रस्याहञ्चक्षुषासर्व्वाणि भूतानिसमीक्षे ॥ मित्रस्यचक्षुषासमीक्षामहे ॥

હે સર્વ વિદારક પરમેશ્વર! આપ મને દૃઢ કરો, (જેથી) સર્વ પ્રાણીમાત્રને મિત્રદૃષ્ટિથી જોઉં. અને મિત્રની દૃષ્ટિથી અમે જોઇએ, એટલે પરસ્પર દ્રોહરહિત વર્તીએ. ૧૮.

दृतेदृꣳहमा । ज्योक्तेसन्दृशिजीव्यास-ञ्ज्योक्तेसन्दृशिजीव्यासम ॥ १९ ॥

હે વિદારક (વીર) ઈશ્વર! અમોને દૃઢ કરો; અમે આપની કૃપાથી ચિરકાલ જીવીયે! ચિરકાળ જીવીયે! ૧૯

नमस्तेहरसेशोचिषेनमस्तेऽअस्त्वर्चिषे ॥

अन्याँस्तेऽअस्मत्तपन्तुहेतयः पावकोअस्मभ्यंशिवोभव ॥ २० ॥

હે અગ્નિ ! સર્વ રસહારક આપના પ્રકાશક તેજને નમસ્કાર છે. આપના કિરણરૂપી આયુધો અમારાથી અન્યને તપાવો, અને પવિત્રતાવાળા આપ અમોને સુખરૂપ થાઓ ! ૨૦.

नमस्ते । अस्तुविद्युतेनमस्तेस्तनयित्नवे ॥
नमस्तेभगवन्नस्तुयतऽस्वः समीहसे ॥ २१ ॥

હે ભગવન્ ! જે કારણથી આપ સ્વર્ગમાં ગમન કરો છો, તે કારણથી વિદ્યુત્ અને ગર્જિતરૂપ આપને નમસ્કાર છે. ૨૧.

यतोयतऽसमीहसेततोनोऽअभयङ्कुरु ॥
शन्नः कुरुप्प्रजाभ्योभयन्नऽपशुभ्यः ॥ २२ ॥

હે પરમેશ્વર ! જે જે દુશ્ચરિતથી અમોને દૂર કરવાને ચેષ્ટા કરો છો, તે તે દુશ્ચરિતથી અમને અભય કરો, અમારી પ્રજાને સુખી કરો, અને અમારાં પશુઓને અભય કરો. ૨૨.

सुमित्रियानऽआपऽओषधयऽसन्तुदुर्म्मित्रियास्तस्मैसन्तुयोस्मान्द्वेष्टियञ्चवयन्द्विष्मः ॥ २३ ॥

હે પરમેશ્વર ! જલ અને ઓષધી અમારે માટે સુખ-

દાયક થાઓ. અને અમારો જે દ્વેષ કરે છે, અને અમે જેનો દ્વેષ કરીએ છીએ, તેને માટે દુઃખ દાયક થાઓ. ૨૩

**तच्चक्षुर्देवहितम्पुरस्ताच्छुक्रमुच्चरत ॥ पश्येमशरदः शतञ्जीवेमशरदः शतꣳ शृणुयामशरदः शतंप्प्रब्रवामशरदः शतमदीनाꣳस्यामशरदः शतम्भूयंश्चशरदः शतात् ॥२४॥**

આદિત્યરૂપ ચક્ષુ દેવતાઓને હિતકારક જે જગતનું નેત્ર પૂર્વ દિશામાં ઉદય પામેછે, તેની કૃપાથી અમે સૌ સો વર્ષપર્યંત જોઇએ, જીવીયે, સાંભળીયે, બોલીયે, અદીન (શ્રીમંત) રહીએ, અને સો વર્ષથી અધિક વખત પણ તેજ કાર્ય કરીએ (જોઇએ, જીવીયે, ઇત્યાદિ). ૨૪.

## इति रुद्राष्टके शान्त्यध्यायः ॥

## ॥ अथ रुद्रे स्वस्तिप्रार्थनामन्त्राऽध्यायः ॥

**हरिः ॐ ॥ स्वस्तिनऽइन्द्रोवृद्धश्रवाꣳस्वस्तिनः पूषाविश्ववेदाꣳ ॥ स्वस्तिनस्तार्क्ष्योऽअरिष्टनेमिꣳस्वस्तिनोबृहस्पातिर्दधातु ॥ १ ॥**

### अथ स्वस्तिवाचनम् ।

હવિરૂપ, પુષ્કળ અંનવાળા ઇન્દ્ર અમારૂં કલ્યાણ કરો; વિશ્વનું જ્ઞાનવાળા પૂષા અમારૂં કલ્યાણ કરો; અરિ

ष्ट (અહિંસિત) રથચક્રવાળા ગરૂડ અમારૂં કલ્યાણ કરો; બૃહસ્પતિ દેવતા અમારૂં કલ્યાણ કરો. ૧.

**ॐपयं÷पृथिव्व्यामपयऽओषधीषुपयोदिव्व्यु-न्तरिक्षेपयोधाः । पयस्वतीऽप्रदिशः÷सन्तु-मह्यम ॥ २ ॥**

હે અગ્નિ ! આપ પૃથ્વી, ઔષધી, સ્વર્ગ,અને અંતરિક્ષમાં રસ ભૂકો અને મારે માટે દિશા અને અવાંતર દિશા સંપૂર્ણ રસયુક્ત થાઓ. ૨.

**ॐव्विष्णोरराटमसिव्विष्णोःश्नप्त्रेस्थोविष्णोःस्यूरसिव्विष्णोर्ध्रुवोसि ॥ वैष्णवमसिव्विष्णवेत्वा ॥ ३ ॥**

હે દર્ભમય માલાને ધારણ કરનાર વંશ ! તમે વિષ્ણુ ( પરિમંડપ ) ના લલાટ સ્થાને છો. હે રણુચ્યંત ! તમે વિષ્ણુ ( પરિમંડપ )ના ઓષ્ઠ સંધિરૂપ છો, તેમજ પરિમંડપની સૂચિ અને ગ્રન્થિરૂપ છો; હે હવિર્ધાન ! તમે વિષ્ણુ દેવતાના સંબંધી છો, એટલા માટે વિષ્ણુ પ્રીત્યર્થ તમોને સ્પર્શ કરૂં છું. ૩.

**ॐअग्निर्द्देवताव्वातोदेवतासूर्य्योदेवताच-न्द्रमादेवताव्वसवोदेवतारुद्द्रादेवतादित्यादेव-**

**तामुरुतौदेवताव्विश्वेदेवादेवताबृहस्प्पतिर्देव-**
**तेन्द्रोदेवताव्वरुणोदेवता ॥ ४ ॥**

અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા, વસુ, રૂદ્ર, આદિત્ય, મરૂત, વિશ્વેદેવા, બૃહસ્પતિ, ઇન્દ્ર અને વરૂણ, એ સર્વ પ્રસિદ્ધ દેવતા છે. ૪.

**ॐ व्विश्वानि देवसवितर्दुरितानि परासुव ॥**
**यद्भद्रन्तन्नऽआसुव ॥ ५ ॥**

હે દેવ ! સર્વપ્રેરક ! તમે સર્વ પાપોને દૂર કરો અને અમોને જે કલ્યાણરૂપ હોય, તે પ્રાપ્ત કરો. ૫.

**इति रुद्राष्टाध्यायी समाप्ता ॥**

એ પ્રમાણે ગુજરાતી ભાષાન્તરવાળી
રૂદ્રાષ્ટાધ્યાયી સમાપ્ત થઈ.

**ॐ शान्तिः । शान्तिः । शान्तिः ।**